# બોધ સંગ્રહ.

સ્વર્ગસ્થ.

ભોળાનાથ સારાભાઈની

રચેલી.



## અભંગમાળા—ભાગ ૧ લો.

પ્રસિદ્ધ કરનાર.

અમદાવાદ પ્રાર્થના સમાજ.

સને ૧૮૯૨.

અમદાવાદ આર્યોદય પ્રેસ.

કીંમત ૦—૮—૦

## પ્રસ્તાવના. ૯ 8 7

—o—

મર્હૂમ ભોળાનાથ સારાભાઇની અપ્રસિદ્ધ ગદ્યપદ્યાત્મક કૃતિઓમાં "અભંગમાળા" એક ઘણું ઉપયોગી પુસ્તક છે, તે આ ગ્રન્થ વાંચ્યાથી સર્વના ધ્યાનમાં આવશે. એમનો વિચાર ત્રણસેં અભંગ રચીને સોસો અભંગનાં ત્રણ શતકમાં તેનો વિભાગ કરી એક પુસ્તક છપાવવાનો હતો. પરન્તુ એમાંથી એમણે ૨૬૬ અભંગ રચ્યા અને પછી એમનો સ્વર્ગવાસ થયો એટલે બાકીના ૩૪ અભંગ રચી સકાયા નહિ. ઇ. સ. ૧૮૮૦ થી ૧૮૮૬ સુધીનાં ૭ સાત વર્ષમાં એમણે આ અભંગ રચ્યા. એમાં ઘણાખરા ભકિત પરત્વેછે; અને કેટલાક સાંસારિક વિષયને લગતા છે; અને થોડાક પોતાની જાતને લગતા પણ છે.

અમદાવાદ પ્રાર્થનાસમાજે આ ૨૬૬ અભંગ અને તે શિવાય "પ્રાર્થનામાળા" અને "હિંદી અભંગ" માં જે સર્વ અભંગ પ્રસિદ્ધ થઇ ચૂકયા છે તે સર્વે અભંગનો એક સંગ્રહ કરીને છપાવવાનો ઠરાવ કર્યાથી આ ગ્રન્થ પ્રસિદ્ધ કર્યોછે. બધા મળી ૩૦૩ અભંગ છે પરન્તુ આ ગ્રન્થમાં માત્ર ૨૦૪ અભંગ છે, બાકીના ૯૯ "અભંગમાળા" ભા. ૨ જા માં પ્રસિદ્ધ થશે. ભકિતવિષયક અને સાંસારિક બાબતોને લગતા એમ,એ અભંગમાંથી જૂદા વિભાગ પાડયાછે. આ ભાગમાં માત્ર ભકિતવિષયક અભંગનોજ સંગ્રહ છે. આત્મપરીક્ષણ, ઇશ્વરપ્રાર્થના, ઇશ્વર ઉપર પ્રેમ, સદાચારબોધ,

ઈશ્વિર ઉપર શ્રદ્ધા, ઈશ્વિરસ્તુતિ એ સર્વ વિષય ઉપર વિવેચન કરનારા અભંગ માત્ર આ ભાગમાં દાખલ કર્યાછે; તે ઉપરથી જણાશે કે સામાન્ય ધર્મ અને નીતિનોજ ઉપદેશ કરનાર આ ગ્રન્થ છે. હાલની શિક્ષણપદ્ધતિમાં કોઈ પણ રીતે નીતિનું શિક્ષણ મળતુ નથી એમ ચારે તરફથી ફરીયાદ સંભળાય છે, તેમજ એવી તરેહનું શિક્ષણ આપવાનાં સાધન પણ નથી એમ લોકગત છે, તો તેવા સમયમાં આ ગ્રન્થ પ્રસિદ્ધ થવાથી ગુજરાતી પ્રજાને સારૂ એ સાધનની ન્યૂનતા મટશે એમ આશા રાખવી વ્યર્થ નથી. કારણ કે નીતિનું શિક્ષણ, શીખામણની ધાત્યો જેવાં ગૂઢ શિક્ષા વચનોથી મળે તેના કરતાં આવી તરેહના ગ્રન્થથી મળવાનો વધારે સંભવછે. સદાચારના નિયમોજ માત્ર શીખવ્યાથી ફલ થાય તેના કરતાં સત્પુરૂષોનાં જીવનચરિત અને એવાંજ બીજાં પુસ્તકો જેમાં તેમની સદ્વૃત્તિયોનું પ્રતિબિંબ હોય, તેથી વિશેષ લાભ થાય એ નિઃસંદેહછે. કોઇ પણ વાંચનારને જણાશે કે આ ગ્રન્થમાં તેના કર્તાના ભાવ, વૃત્તિયો, અને અભિપ્રાયની છાયા એટલી બધી સ્પષ્ટછે કે તેનું અનુકરણ કરવાની વૃત્તિ વાચકને સ્વભાવિક રીતેજ થાય; અને એ અનુકરણની ઇચ્છા ને લીધે વાસ્તવિક નીતિ શિક્ષણ સહજ મળે.

દિંડી અને અભંગ એ મરાઠી વૃત્ત છે; અને તે રચવાનો પ્રયત્ન અર્વાચીન કાળમાં પ્રથમ નર્મદાશંકરે કર્યો હતો, અને પ્રાચીન કવિમાંથી પ્રેમાનંદે કર્યો જણાયછે.*

* પ્રેમાનંદે પોતે "અભંગ" એ નામ લખ્યું નથી; એગણે તો "રાગ કેદારો" એમજ લખ્યું છે; પરન્તુ "પ્રાચીન કાવ્યમાળા" ના "દ્રૌપદી હરણ"માં પૃ. ૪૬–૫૨ સુધી જોવાથી જણાશે કે એ પદ્ય તે અભંગ ચાર ચરણી છે. પદ્યના માપ અને ઉપરથી તુરત જણાઇ આવશે.

નર્મદાશંકરે બેચરણી અભંગજ રચ્યા છે. પરન્તુ અભંગ રચવાનો પ્રચાર તો માત્ર ભોળાનાથના હિંદી અભંગ પ્રસિદ્ધ થવાથીજ થયો એ વાત સર્વમાન્ય છે. મરાઠીમાં અભંગ બે જાતિના છે–બેચરણી અને ચારચરણી. ભોળાનાથે ચારચરણીજ અભંગ રચ્યા છે. બે ચરણીનાં પણ અભંગશતક કરવાનો એમને ઇરાદો હતો. ચારચરણી અભંગમાં બધા મળી બાવીસ અક્ષર આવે છે. પૂર્વાર્ધમાં બાર અને ઉત્તરાર્ધમાં દસ; પૂર્વાર્ધનો એક કડકો ૭ અક્ષરનો અને બીજો ૭ અક્ષરનો તેવીજ રીતે ઉત્તરાર્ધનો એક કડકો ૭ અક્ષરનો અને બીજો ચારનો, એ રીતે આ વૃત્ત અક્ષરગેળછે. પૂર્વાર્ધનો છટ્ઠો, બારમો અને ઉત્તરાર્ધનો છટ્ઠો અક્ષર યમકબદ્ધ જોઇયે, અથવા પૂર્વાર્ધનો બારમો અને ઉત્તરાર્ધનો છટ્ઠો યમકબદ્ધ જોઇએ–એમ આમાં યમકની બે રીતિઓ છે. આ માપ ભોળાનાથના આ ગ્રન્થમાં કેટલેક સ્થળે એમણે સાચવ્યું નથી; તે કાંઇ અજાણતાં સાચવાયું નથી એમ નથી; માપ આગળ અર્થનું બલિદાન ન કરવું એમ ધારી અર્થ સાચવવાને સારૂ વૃત્તના માપને ગૌણ ગણી જાણી જોઇને તેમ કર્યુંછે એ એમના મુખથીજ અમે જાણ્યુંછે. રચનાની સરલતા ઉપરાંત અભંગનો બીજો એક લાભછે; તે એકે બધા રાગમાં એ વૃત્ત ગાઇ સકાય છે. અભંગમાં અમુક રસ કે અમુક ભાવ હોય તો તે રસ અને ભાવ જે રાગથી વિશેષ આવિર્ભૂત થતો હોય તે રાગમાં તે અભંગ ગાઇ સકાય. આ એક મુખ્ય લાભ છે. ગાતાં ન આવડનારને લયબદ્ધ વાંચવું પણ સહેલુંછે, કેમકે માપ ઘણું સરળ છે. પરન્તુ ગાઇને વાંચ્યાંથીજ વાંચનાર તથા સાંભળનારને વિશેષ અસર થાય છે એ વાત અનુભવસિદ્ધ છે.

આ પુસ્તકમાં કેટલાક ભાવ એક કરતાં વધારે અંગમાં જોવામાં આવશે અને તે કેટલીક વાર તો ઘણા ખરા એના એજ શબ્દથી દર્શાવેલા માલૂમ પડશે. કેટલાકને આ એક રચનાનો દોષ છે એમ લાગશે.પરન્તુ સાહિત્ય કલાનાં ઘણાં ખરાં અંગમાં આ તરેહનો દોષ જણાયા વગર રહેશે નહિં. ચિત્રકારને અમુકજ તરેહનાં દૃશ્ય કે મુખાકૃતિ વિશેષ પ્રિય હોય તો તેની છાયા દરેક ચિત્રમાં આવી જવાનો સંભવ છે. સંગીતની કળામાં પણ એવી રીતે છે. ગાનારને અમુક ઢબ કે અમુક ઉપજ નિપજ વધારે પ્રિય થઇ ગયાથી તે એનાં દરેક ગીતમાં આવી જાય; અને કવિના મનને પણ કેટલાક વિચાર ઉપર વધારે પ્રીતિ હોય તો તે એની ઘણીખરી રચનામાં જણાય; અને એવી વિચારની પુનરુક્તિ કરતાં ભાવની પુનરુક્તિ થવાનો વધારે સંભવ છે; તેમાં વળી ભક્તિ રસની કવિતામાં તો એક તરેહના ભાવ અનેકવાર દર્શાવાય તે સહજ છે. એટલે ખરું જોતાં કવિની કૃતિને સંબન્ધે તો, વિશેષે ભક્ત કવિને સંબન્ધે એ દોષ ગણાય નહિંજ; કેમકે એવી રીતની ભાવની પુનરુક્તિથી રસહીનતા ન થતાં ઉલટી રસ વૃદ્ધિજ થાય છે; અને કવિના હૃદયમાં એ ભાવ કેટલા સુદૃઢ રૂપે ઠશેલા છે તેનું પ્રમાણ મળે છે.

સર્વ લોકમાં સાધારણ રીતે ધર્મવાસના વધે અને નીતિ ઉપર આસક્તિ વધે એજ આ ગ્રન્થ પ્રસિદ્ધ કરવાનો હેતુછે; તે હેતુ સિદ્ધ કરનાર ઇશ્વર સમર્થ છે.

અમદાવાદ પ્રાર્થના સમાજ.
તા. ૧ લીનવેંબર ૧૮૯૨ સંવત ૧૯૪૯ કાર્તિક સુદી ૧૧

# અભંગ માળા.

૧

ધન્ય ધન્ય ધન્ય ધન્ય આજ દિન, ૧
કરૂં આરાધન આ સમય.
સ્તવન હું ગાઉં કૃતકૃત્ય[૧] થાઉં, ૨
પ્રભુ પદ ધ્યાઉં પ્રેમથકી.
નીતિ પંથે ચાલું સત્ય ધર્મ પાળું, ૩
પ્રભુને નિહાળું નિરંતર.
પ્રેમનો ઉમંગ વધે મુજ અંગ, ૪
અર્પું હું અભંગ ગીત તને.
વદું ધન્યવાદ માગું આશીર્વાદ, ૫
પામું હું પ્રસાદ દેવ તારો.

૨

પ્રકૃતિ મળીને ગાય પ્રભુગાન, ૧
આપી સદાભાન માને નીમ.
રવિ શશી[૨] તારા શુભ ગુણ ગાય, ૨
દિન નિશ જાય અધિષ્ઠાને[૩].
વન વૃક્ષ વેલિ ગંધ પુષ્પ માલ, ૩
તમને કૃપાલ અર્પે સદા.
સમુદ્રના ધ્વનિ[૪] ગીત નિત્ય ગાય, ૪
પ્રભુ પ્રત્યે ધાય તરંગોથી.
આવું મહત્ત્વ સકલ સમર્થ, ૫
પૂર્ણ કરો અર્થ યોગ્ય સર્વ.

૩

કરદ્વય[૫] જોડી વંદુ વિશ્વનાથ,

---

૧. સફળ. ૨. ચંદ્ર. ૩. નીમેલી જગાઓ. ૪. અવાજ ૫. બે હાથ

સાહો મારો હાથ   કૃપા કરી.   ૧
કાલા વાલા મારા   સુણિને કૃપાળ,
પ્રભુ લ્યો સંભાળ   સેવકની.   ૨
તમારૂં શરણ   સત્ય પ્રભુ મારે,
નહિ મને તારે   અન્ય કોઇ.   ૩
માટે કરૂણાથી   મારૂં ક્ષણ ક્ષણ,
કરશો રક્ષણ   માયબાપ.   ૪
×સર્વ પર્વતનો   કરિને કજ્જલ,
ભરિ સિંધુજલ   પાત્રે તેને.   ૫
વૃક્ષશાખાઓની   કરિને લેખની,
ધરિને મેદિની-   રૂપી પત્ર;   ૬
લખે તે ઉપર   સુંદર શારદા[1],
યશ ગુણ સદા   શાહેશના.   ૭
તદપિ કિંચિત   પામે નહિં પાર,
મહિમા અપાર   તે તમારો.   ૮

૪

સૃષ્ટિ રચનારે   સકલ નિયમ,
બાંધ્યા છે ઉત્તમ   સહેતુક[2].   ૧
પ્રત્યેક વસ્તુમાં   પ્રકૃતિસ્થધર્મ[3],
મૂક્યા અનુપમ   અવિચલ.   ૨
પ્રભુની શકિતનું   ઉત્તમ પ્રમાણ,
થાય છે નિર્માણ   સૃષ્ટિથકી.   ૩
સર્વાધિપતિના   સત્ય છે સંકલ્પ[4],

---

×असितगिरिसमंस्यात् कज्जलं सिंधुपात्रे ई. એ શ્લોકનું ભાષાન્તર છે. ૧ શારદા અથવા સરસ્વતી આ માત્ર રૂપક છે. ૨ હેતુસહિત. ૩ સ્વાભાવિક રીતે રહેલા. ૪ વિચાર; ધારણા.

ન થાય વિકલ્પ[1] તેનો કદિ. ૪
નથિ કાંઇ બાધ નથિ અપવાદ,
નવ ચાલે વાદ નાસ્તિકોનો. ૫
એવા નિયમોનો નિયામક[2] મોટો,
કરિ સકે ખોટો તેનો કોણ. ૬
સત્ય જગકર્ત્તા સત્ય ન્યાયવાન,
સર્વ શક્તિમાન શુદ્ધ નિત્ય. ૭
નિત્ય તે પ્રભુને શરણે હું જાઉં,
પાવન હું થાઉં પાતકથી. ૮

૫

કૃપાલુ પ્રભુએ કરૂણા અપાર,
કીધો છે વિસ્તાર વિશ્વવિષે. ૧
પાલનીય[3] શક્તિ દીસે ચમત્કારિ,
અતિ ઉપકારી એ પ્રભુની. ૨
પ્રાણી પોષણાર્થે સ્રજ્યાં અન્નજલ,
પત્ર પુષ્પ ફલ ઔષધિયો. ૩
માતાસ્તને મૂક્યું પ્રથમથી પય[4],
કોમલ હૃદય કીધું તેનું. ૪
પ્રેમ મૂક્યો માતા પિતાના હૃદયે,
દેવ દયામયે દયાભાવે. ૫
નિયમથી દીસે સૃષ્ટીનું નિર્માણ,
પ્રત્યક્ષ પ્રમાણ પ્રભુત્વનું. ૬
દીસે તેના હેતુ સકલ મંગલ,
મળે કર્મ ફલ શુભાશુભ. ૭
સાધુ જન તેનું કરેછે સ્તવન,

૧ સંશય, શક ઉલટો વિચાર. ૨ નિ
૩. પાળવાની. ૪ દૂધ.

ભજન પૂજન પ્રતિદિન. ૯

૬

પ્રભુ ખરેખરો દેવ છે સાક્ષાત,
જગતવિખ્યાત સ્વપ્રકાશ. ૧
તારા વિના રહું નહિં ક્ષણભર,
તુંજ વિશ્વંભર કૃપાર્ણવ.[1] ૨
અંતર બાહેર સર્વમાં વ્યાપક,
સૃષ્ટિનો પાલક પરબ્રહ્મ. ૩
અંતઃ પ્રેરણાથી આપી સત્યજ્ઞાન,
સૂચવે વિધાન સત્કર્મનું. ૪
સદા કાલ જોઉં તને હું પ્રત્યક્ષ,
નવ ચૂકે લક્ષ તારો કદી. ૫
એવી સંસ્થિતિમાં સદા જો રે'વાય,
સફલિત થાય જન્મ મારો. ૬
એકાગ્ર વૃત્તિથી ધરીને હું ધ્યાન,
માગું દિવ્ય જ્ઞાન દયાધન. ૭
તમે માતપિતા પરમ વત્સલ,[2]
કરશો મંગલ ઉપદેશ. ૮

૭

સર્વ સૃષ્ટિ ક્રિયા નિયમથી ચાલે,
પત્ર નહિં હાલે ઇચ્છા વિના. ૧
તમારા સંકેત સકલ મંગલ,
તમારૂંજ બલ દીસે સર્વ. ૨
સૃષ્ટિ કર્તા સત્ય કાર્ય સર્વ સત્ય,
ઇચ્છા સર્વ સત્ય છે તમારી. ૩

---

૧ કૃપાનો સાગર. ૨ પ્રેમલ.

પ્રભુ શું હું ગાઉં મહિમા તમારો?
દીસે ઉપકારો ક્ષણે ક્ષણે. ૪
નિયમ પ્રમાણે ચાલે સર્વ સૃષ્ટિ,
એજ કૃપા દૃષ્ટિ છે તમારી. ૫
પૂર્ણ ભાગ્ય જેનું પ્રભુ ગુણ ગાય,
નવ કદી જાય અસન્માર્ગે. ૬
પ્રેમ થકી તેને પ્રભુ આપે શાન્તિ,
ટાળે ચિત્ત ભ્રાન્તિ તેની સર્વ. ૭
સૃષ્ટિના નિયંતા તમે વિશ્વનાથ,
સર્વ દોરી હાથ છે તમારે. ૮

૮

અખિલ બ્રહ્માંડ કીધું છે ધારણ,
સૃષ્ટિનું કારણ તમે સત્ય. ૧
સત્ય છે તમારી જગત રચના,
ઘટિત ઘટના કીધી સર્વ. ૨
હેતુ છે તમારો સકલ મંગલ,
આપો શુભ ફલ પરમેશ. ૩
તમારી કૃપાનો ભરૂસો છે ભારે,
તમને વધારે શું હું કહું. ૪
મનના વિકાર[1] અતિ છે પ્રબલ,
નથડનું બલ આપો મને. ૫
જય જગવંદ્ય જય જગદીશ,
માગું આશિષ અંતર્યામિ. ૬
અવિહિત માર્ગે નવ કદિ જાઉં,
શુભ ગુણ ગાઉં નિત્ય તારા. ૭
પ્રભુ મહિમાનો પામું નહિં પાર,

---

૧ ફળજો.

કરશો ઉદ્ધાર[1] સ્વામિ મારો. ૮

૯

અખંડ[2] અનંત પ્રભુ ભગવંત,
રહો કૃપાવંત સદાકાલ. ૧
તમારો હું દાસ કરો ન નિરાશ,
પૂરો રૂડિ આશ સર્વે મારી. ૨
અચિંત્ય છે શક્તિ કરૂં પ્રભુ ભક્તિ,
આપો મને મુક્તિ અંતે દેવ. ૩
ગહન[3] છે ગતિ ગહન છે કૃતિ,
નહિ ચાલે મતિ મારી કાંઇ. ૪
ધરિ પ્રભુ ધ્યાન ગાઉં સ્તુતિ ગાન,
સત્ય ધર્મ જ્ઞાન આપો મને. ૫
અનાથના નાથ સાહો મારો હાથ,
રહું પ્રભુ સાથ નિરંતર. ૬
સમીપ હું આવું મસ્તક નમાવું,
શરણ હું લાવું અન્ય કોનુ. ૭
ભરિ હૃદ થાળ પ્રેમપુષ્પમાલ,
અર્પું સર્વ કાલ તમને હું. ૮

૧૦

પ્રભુ છે તમારી કરૂણા અપાર,
કરૂં શું વિસ્તાર વાણિ થકી. ૧
સકલ એશ્વર્ય કીધું છે ધારણ;
કરો છો પાલન પ્રાણીયાનું. ૨
પાલનીય શક્તિ દીસે છે સર્વત્ર,
પરમ પવિત્ર છે ચરિત્ર. ૩

---

૧ ઉત્તમરિથતિ. ૨ ભાગ ન પડે જેના. ૩ મોટી.

ચરિત્ર તમારૂં ગાય પ્રાણીજન,
તેનુંજ જીવન છે સાર્થકય. ૪
પ્રભુ મારો જન્મ વ્યર્થ નવ જાય,
સૂચવો ઉપાય કલ્યાણનો. ૫
તમારે આશ્રયે અવલંબિ[1] રહું,
તમને હું કહું કષ્ટ મારૂં. ૬
અપરાધ મારા નહિં તમે તોળો,
પ્રભુ નવ ખોલો પટંતર. ૭
શરણ છોડીને કહો ક્યાંહાં જાઉં?
કોનો પ્રભુ સાહું પલ્લવ હું? ૮

૬૧

જેની કરૂણાથી પવન વહે છે,
વૃષ્ટિ વરસે છે યથાકાલ. ૧
જેના નિયમો છે સકલ અચલ,
પરાક્રમ બલ છે અતુલ. ૨
જેની શુભઇચ્છા થકી થઇ સૃષ્ટિ,
પ્રેમમય દૃષ્ટિ સર્વત્ર છે. ૩
એવા પરબ્રહ્મ પદ નિત્ય વંદુ,
ભક્તિમાંઆનંદુ અખંડ[2] હું. ૪
જન હિતકારી કર્મ નહિં થાય,
કદિ ન જવાય મોક્ષધામે. ૫
પરઉપકાર મુખ્ય પુણ્ય કર્મ,
કરે સર્વ ધર્મ એ સિદ્ધાંત. ૬
સદ્ગતિ મળવા સૂચવો ઉપાય,
લાગું પ્રભુ પાય દ્યો સન્મતિ. ૭

---

૧. અવલંબન રાખી, ટેકો રાખી. ૨. નિરંતર.

૧૨

જેણે આ જગત કીધું છે નિર્માણ,
કરે છે કલ્યાણ પ્રાણીયોનું. ૧
જે છે અનાદ્યંત પૂર્ણ કૃપાવંત,
સદા ક્ષમાવંત છે સ્વભાવે. ૨
જેની કરૂણાની નથી કાંઇ સીમા,
સત્ય પૂજ્ય[1] ભૂમા છે મહાન્. ૩
એજ દેવ આપે અખંડિત[2] શાન્તિ,
કરે પાપ[3] ક્ષાન્તિ એજ દેવ. ૪
એજ દેવ સદા રહશે સહાય,
દુઃખ સમે ધાય એજ દેવ. ૫
એવા સત્ય તમે દેવ છો દયાલ,
વધારે શું બાલ બોલુ વેણ ? ૬
અનિત્ય સુખોમાં ન રહે આસક્તિ,
કૃપા થકી મુક્તિ કરો મારી. ૭
એજ પ્રભુ પાસે માગું વારંવાર,
અજ્ઞાનાન્ધઃકાર કાપો મારો. ૮

૧૩

[4]વન્હિ વાયુ વ્યોમ[5] વરૂણનો રાજા,
પાળે સર્વ પ્રજા સ્વસત્તાથી. ૧
જેની સત્તાવડે રહિ સર્વ સૃષ્ટિ,
પ્રેમમય દ્રષ્ટિ દીસે પૂર્ણ. ૨
જેનાં છે પવિત્ર મંગલ વિધાન[6],
સત્ય ભગવાન તે અમારો. ૩

---

૧ પરમાત્મા, ૨. ખંડ ન થાય, તેવી હમેશની. ૩ માફી.
૪ અગ્નિ. ૫ આકાશ. ૬ કાર્ય.

તેનો શુભાશ્રય નવ કદિ છાડું, ૪
નિયમ ન તોડું તેના કદિ.
જન્મનું સાર્થક્ય કરૂં જગદીશ, ૫
માગું છું આશીષ તમારી હું.
પ્રણમું હું પાદ વદું ધન્યવાદ, ૬
તમારો પ્રસાદ પામું નાથ.
તસ મન મારૂં પ્રભુ કરો શાન્ત, ૭
માગું કૃપાકાન્ત કૃપા ઓજ.
કૃપાલુ પ્રભુને નથી પરિશ્રમ, ૮
ઉદારતા ધર્મ છે તમારો.

૧૪

જુવો જગકર્તા કેવો છે કૃપાલ, ૧
કરે પ્રતિપાલ પ્રાણીયોનું.
પ્રાણી પોષણાર્થે સૃજી વન્સ્પતિ, ૨
કીધી ફલવતી પૃથિવિને.
સર્વ ઉપયોગી સૃજી વસ્તુ માત્ર, ૩
નથિ તિલમાત્ર નિરર્થક.
મનુષ્ય પ્રાણીને આપ્યું છે સાધન, ૪
કરવા જીવન ઉદ્યોગથી.
ઉદ્યોગ વિહીન રહે જે કો જન, ૫
થાય તે નિર્ધન પરિણામે.
આલસ્યછે સર્વ પાપતણું મૂળ. ૬
જાણો જન્મ ધૂળ આળસૂનો.
પ્રભુની કૃપાનો માનિ ઉપકાર, ૭
કરવોવ્યવહાર સંસારમાં.
સૃષ્ટિનો નિયંતા આપિ યોગ્ય શિક્ષા, ૮
જૂવે છે પરીક્ષા મનુષ્યની.

૧૫

બાલક અજ્ઞાન આવું દોડિ દ્વાર,
કરો અંગીકાર મારો તમે. ૧
મંદ મારી મતિ નવ સૂઝે ગતિ,
કરૂં છું વિનંતિ કરજોડી. ૨
સત્ય પંથ મને સત્વર બતાવો,
પાતક શમાવો સર્વ મારાં. ૩
જન હિતકારી કરૂં હું ઉદ્યોગ,
તજું તુચ્છ ભોગ ઇંદ્રિયોના. ૪
પ્રભુ કરૂણાથી કલેશ સર્વ ટળે,
વિષય ન છળે વૃત્તિયોને. ૫
ધર્મિષ્ઠ જનનો થાય સત્ય જય,
નવ પામે ભય કોઇ કાળે. ૬
પ્રભુ કૃપાવારિ[૧] વરસે સતત[૨],
કરે હરિભક્ત પાન[૩] તેનું. ૭
સદા મને આપો હરિજનસંગ,
નવ થાય ભંગ વ્રત મારૂં. ૮

૧૬

દેવ દયામય કરૂં છું વિનય,
આપશો અભય મને ઈશ.
તમારે ચરણે કરૂં છું નમન,
સુણો આ સ્તવન નમ્ર મારૂં. ૨
તમે છો દયાલ કરો પ્રતિપાલ,
અજ્ઞાન હું બાલ શું બોલું હું? ૩
તમે માય બાપ હરો સર્વ તાપ,

---

૧. કૃપારૂપી જલ, ૨. નિરન્તર. ૩ પીવું તે.

કરો મારાં પાપ   માફ સર્વ. ૪
તમે વિશ્વપતિ   આપો શુદ્ધ મ ત,
તમ વિના ગતિ   નથી મારી. ૫
સ્મરિ શુભનામ   કરૂં છું પ્રણામ,
પુરો રૂડાં કામ   સર્વ મારાં. ૬
તમે બલવાન   તમે ભગવાન,
આપો સત્ય જ્ઞાન મને દેવ. ૭
શરણે હું આવું   શુભ ગુણ ગાઉં,
પાવન હું થાઉં   પાતકથી. ૮

૧૭

દેવ દયામય   કરૂં છું વિનય,
આપશોઅભય   વરદાન, ૧
તમે છો સ્વતંત્ર   સર્વ સૃષ્ટિયંત્ર,
ચલાવો સ્વતંત્ર   નિયમથી. ૨
સત્ય સુખદાતા   સર્વ સૃષ્ટિપાતા[1],
તમેપિતામાતા   આપો મુક્તિ. ૩
તમે સત્ય ઇષ્ટ   હરો મારા રિષ્ટ[2].
તમે છો વરિષ્ઠ   સત્યદેવ. ૪
કીધા અપરાધ   અતિશે અગાધ[3],
તમે કૃપાનાથ   કરો ક્ષમા. ૫
અતુલ સબલ   શક્તિ છે સકલ,
મળે કર્મ ફલ   શુભાશુભ. ૬
મન છે નિર્બલ   આપો મને બલ,
કરશો સફલ   યત્ન મારો. ૭
દેવ દયાઘન   કરશો શ્રવણ,
ભજન સ્તવન   મારૂં તમે. ૮

---

૧ સૃષ્ટિ પાળનાર. ૨ સંકટ, દુઃખ. ૩ મોટા.

૧૮

દેવ દયામય કરૂં છું વિનય,
આપશો અભય મને ઈશ. ૧
કરૂં છું ભજન કરૂં છું સ્તવન,
કરૂં છું નમન તમને હું. ૨
તમે છો દયાલ કરો પ્રતિપાલ,
અજ્ઞાન હું બાલ શરણે છું. ૩
તમે માયબાપ હરો સર્વ તાપ,
કરો સર્વ માફ પાપ મારાં. ૪
તમે વિશ્વપતિ આપો શુદ્ધ મતિ,
તમ વિના ગતિ નથી મારી. ૫
સ્મરિ શુભનામ કરૂં છું પ્રણામ,
પૂરો રૂડા કામ સર્વ મારા. ૬
તમે ભગવાન તમે બલવાન,
આપો મને જ્ઞાન સત્ય તમે. ૭
શરણે હું આવું શુભ ગીત ગાઉં,
પાવન હું થાઉં પરબ્રહ્મ. ૮

૧૯

સકલ ઐશ્વર્ય[1]— સંપન્ન સમર્થ,
યથાયુક્ત અર્થ પૂરો સર્વ. ૧
સર્વ શુભ ધર્મ કર્મના પ્રેરક,
સન્માર્ગસૂચક તમે સત્ય. ૨
સત્ય જ્ઞાન આપી સુમતિ બતાવો,
કુમતિ હઠાવો સર્વ મારી. ૩
મારી સર્વ આશા પ્રભુ પૂર્ણ થાય,
તમે જો સહાય રહો મારે. ૪

---

૧ ઐશ્વર્યવાળા—મહત્તાવાળા.

મારાં કર્મની જો કરશો પરીક્ષા,
પામું બહુ શિક્ષા પાતકની. ૫
પરન્તુ તમે છો ક્ષમાના ભંડાર,
કરશો ઉદ્ધાર મારો નાથ. ૬
અશક્ત અલ્પજ્ઞ પામર હું પ્રાણી,
સુણો દીન વાણી સેવકની. ૭
સેવક તમારો કોને કહું વાત?
તમેછો સાક્ષાત સ્વામી મારા. ૮

૨૦

અનંત મહાન સત્ય જ્ઞાનવાન,
સર્વશક્તિમાન તમે ઈશ. ૧
તમેશાન્તિદાતા તમે વિશ્વધાતા,
તમ વિના ત્રાતા નથી અન્ય. ૨
શુભ પથ દાખો કષ્ટ કાપી નાંખો,
દયાદૃષ્ટિ રાખો સર્વ કાલ. ૩
શક્તિ છે ગહન કરૂં છું વંદન,
પ્રસન્નવદન રેજો તમે. ૪
તમે દીનબંધુ તમે દયાસિંધુ,
તમને હું વંદું વિશ્વાધીશ. ૫
કર ગ્રહી મારો ભવથી ઉતારો,
કૃતિ ન વિચારો તમે મારી. ૬
જય જગદીશ નમી અહો નિશ,
માગું છું આશીષ શુભકારી. ૭
દીનને નિભાવો દુરિત શમાવો,
સદા વરસાવો દયાવારિ. ૮

૨૧

સત્ય ચિદાનંદ સુખ શાન્તિ કંદ,

ભક્તજનવૃંદ વંદે તને. ૧
વંદિ લાગે પાય શુભ ગુણ ગાય,
પ્રભુ પ્રત્યે ધાય આનંદથી. ૨
પ્રભુતા તમારી અતિશય ભારી,
જન ઉપકારી છો દયાલ. ૩
તમે સર્વ સાર કૃપાના ભંડાર,
કરશો ઉદ્ધાર પ્રાણીયોના. ૪
પ્રેમ ઉપહાર પ્રભુ વારવાર,
સર્વ પરિવાર અર્પે તને. ૫

૨૨

તમે છો અનાદિ તમે છો અજર,
તમે છો અમર વિશ્વંભર. ૧
સત્ય છે તમારાં સર્વ શુભ કામ,
પામે ન વિરામ દયાભાવ. ૨
તમે સર્વ જાણો મારી ગુપ્ત વાત,
તમે પિતા માત કરો ક્ષમા. ૩
અતિશય કીધા અવગુણ દોષો,
તમે નવ જોશો જગાધીશ. ૪
કાયાવાચામને કરૂં છું પ્રણામ,
અવિચલ ધામ આપો અંતે. ૫

૨૩

પ્રભાતે ઉઠીને સ્મરિ સચ્ચિદ્ઘન,
કરૂં હું વંદન વિનયથી. ૧
સર્વ કાલ મારૂં કરો છો રક્ષણ,
પાલન પોષણ પ્રેમ ભાવે. ૨
મંગલ સમય કરૂં આરાધન,
તમે કૃપાઘન દો દર્શન. ૩

દર્શન લેઇને પાવન હું થાઉં,
પ્રભુ ને વધાવું પ્રેમમાલ. ૪
તમે છો મહેશ પ્રકૃતિપરેશ,
મંગલ આદેશ પાળું સર્વ. ૫
તમે છો [1]વરિષ્ઠ તમે મારા ઇષ્ટ,
હરશો અરિષ્ટ સર્વ મારાં. ૬
તમારૂં સદૈવ રાખિ સન્નિધાન,
કરૂં હું વિધાન રૂડાં સર્વ. ૭
નીતિ ધર્મ પાળી પાપથી હું ડરૂં,
તમને હું સ્મરૂં હૃદયમાં. ૮

૨૪

મંગલ પ્રશાન્ત પ્રભાત સમય,
બ્રહ્મશક્તિમય ભાસે સર્વ. ૧
રાત્રિઅંધકાર પામે સર્વ લય,
થાય છે ઉદય ભાનુરશ્મિ.[2] ૨
વિમલ સુગંધ શીતલ પવન,
ફરે છે વહન મંદમંદ. ૩
ભાસે બ્રહ્મલીલા અતિ રમણીય,
ભક્તનાં હૃદય પામે હર્ષ. ૪
મહામુનિ યોગી સાધે શુદ્ધ યોગ,
આરંભે પ્રયોગ પ્રાર્થનાનો. ૫
સૃષ્ટિરચનાને મનમાં વિચારે,
મુખથી ઉચ્ચારે ધન્યવાદ. ૬
પ્રભુ સાથે બાંધે સત્ય દૃઢ પ્રેમ,
પામે યોગ ક્ષેમ તે મહાત્મા. ૭

---

૧. મ્હોટા. ૨ સૂર્યનાં કિરણ.

એવા મહાત્માનું જોઇને દષ્ટાંત,
કરવું એકાન્ત બ્રહ્માર્ચન. ૮

૨૫

પ્રભાતે મધ્યાહ્ને સાયાહ્ન સમયે,
ધરવું હૃદયે બ્રહ્મધ્યાન. ૧
ધ્યાન ધરી તેનુ કરવું યજન,
મંગલ દર્શન લેવુ તેનું. ૨
પવિત્ર મનેથી પ્રભાર્ઘ્યપ્રદાન,
મંગલ વિધાન છે સંધ્યાનું. ૩
માગીને પ્રભુથી પાપક્ષમાપન,
કરવું વંદન નમ્રતાથી. ૪
નિત્યોપાસનાનો રાખવો નિયમ,
કરવાં ઉત્તમ કર્મા[1]હ્નિક. ૫
રહે વૃત્તિ જેની બ્રહ્મપરાયણ,
તેને [2]નારાયણ રે' પ્રસન્ન. ૬
કરશો નિર્મલ વૃત્તિ પ્રભુ મારી,
આજ્ઞાઓ તમારી પાળું સદા. ૭
પરમ ગુરૂને કરૂંછું પ્રણામ,
કરો શુભ કામ તમે સિદ્ધ. ૮
સર્વ સિદ્ધિદાતા દેવ દયાઘન,
પ્રેમામૃત પાન કરૂં નિત્યે. ૯

---

૧ આહ્નિક કર્મ=નિત્ય કર્મ. ૨ नरस्यजगत्कर्तुःशक्तिरूपयासंबधित्वानारंमायातच्चंतदयनंसतथा. अथवा, नराणांजीवानांसमूहोनारंतस्यअयनंयद्वा नराणांजीवानामयनंप्रवृत्तिर्यस्मादन्तर्यामिणा स.

૨૬

મને પ્રિય લાગે તમારૂં ભજન,
પામે મારૂ મન શાન્ત તેથી. ૧
ભજનથી રહેશે વિમુખ જે જન,
પામશે પતન અંતે સત્ય. ૨
પ્રભુની શક્તિનું સદા નિરીક્ષણ[1],
આપે છે શિક્ષણ ક્ષણક્ષણ. ૩
નિયમિત થાય મેઘનું વર્ષણ,
કરવા પોષણ પ્રાણીયોનું. ૪
આરોગ્ય રાખવા કિધાંછે સૃજન,
ફળ પુષ્પ અન્ન ઔષધિયો. ૫
તમારે આધીન જનન[2] મરણ,
હલનચલન છે સર્વસ્વ. ૬
તમારી કૃપાનું કરિને સ્મરણ,
નમુંછું ચરણ સાષ્ટાંગે હું. ૭
મનકામનાઓ કરૂં નિવેદન,
કરો કૃપાઘન પરિપૂર્ણ. ૮

૨૭

સત્ય સનાતન પરમ પાવન,
દેવ દયાઘન દો દર્શન. ૧
જીવના જીવન પાપવિનાશન,
દેવ દયાઘન દો દર્શન. ૨
સત્તા છે ગહન કરૂંછું સ્તવન,
દેવ દયાઘન દો દર્શન. ૩
સૃષ્ટિ જલ અન્ન કરો છો પાલન,
દેવ દયાઘન દો દર્શન. ૪

૧. અવલોકન. ૨. જન્મ.

કૃપાવલોકન કરો પ્રતિદિન,
દેવ દયાઘન દ્યો દર્શન. ૫
તમારૂં ભજન કરૂં નિશ દિન,
દેવ દયાઘન દ્યો દર્શન. ૬
તમે આ પ્રાર્થન કરીને શ્રવણ,
દેવ દયાઘન દ્યો દર્શન. ૭
પ્રેમનાં સુમન[1] કરૂં છું અર્પણ,
દેવ દયાઘન દ્યો દર્શન. ૮

૨૮

સત્ય દેવ તમે સૃષ્ટિના કારણ,
નમું નારાયણ[2] નારાયણ. ૧
દયા ક્ષમા ગુણ કીધો છે ધારણ,
નમું નારાયણ નારાયણ. ૨
કૃપાથી કરો છો સૃષ્ટિનું પાલન,
નમું નારાયણ નારાયણ. ૩
પાતક અમારાં કરો નિવારણ,
નમું નારાયણ નારાયણ. ૪
કાયાવાચા મને તમારે ચરણ,
નમું નારાયણ નારાયણ. ૫
પ્રભુ મને પ્રેરો પુણ્ય આચરણ,
નમું નારાયણ નારાયણ. ૬
ન થાય તમારૂં કદિ વિસ્મરણ,
નમું નારાયણ નારાયણ. ૭
રહો મારી વૃત્તિ ભક્તિપરાયણ,
નમું નારાયણ નારાયણ. ૮

---

૧. ફુલ. ૨ નારાયણ શબ્દનો અર્થ પૃ. ૧૬ માં આપ્યો છે.

૨૯

નમું પરબ્રહ્મ પરમ મહેશ, ૧
પ્રકૃતિ પરેશ પરાત્પરા
નમું સત્ય શુદ્ધ પરમ પાવન, ૨
દેવ સનાતન સચ્ચિદ્ઘન.
નમું શાન્તિ રૂપ આનંદ નિધાન, ૩
સર્વ શક્તિમાન નમું નમું.
નમું હું અનંત અખંડ અપાર, ૪
જગત આધાર મહાદેવ.
નમું વિશ્વકર્ત્તા નમું વિશ્વભર્તા, ૫
પાપતાપહર્તા તમને હું.
નમું તમને હું વિશ્વપિતામાતા, ૬
મુક્તિપદદાતા મહેશને.
મંગલ તમારૂં કરિને સ્મરણ, ૭
રહું હું શરણ તમારે હું.
નવ કદિ છોડું તમારો પલ્લવ, ૮
તમે કૃપાર્ણવ કરો કૃપા.

૩૦

જય પરબ્રહ્મ મંગલ વદન, ૧
કરૂં છું વંદન કર જોડી.
દિસુંછે વિચિત્ર સૃષ્ટિનું મંડન, ૨
કરૂં છું વંદન કર જોડી.
વાસ છે તમારો સમસ્ત ભુવન, ૩
કરૂં છું વંદન કર જોડી.
શક્તિછે તમારી પરમ ગહન, ૪
કરૂં છું વંદન કર જોડી.
કરીને તમારૂં અંતરયજન,

કરૂંછું વંદન કર જોડી. ૫
પાપિકર્મનું હું માગું ક્ષમાપન,
કરૂંછું વંદન કર જોડી. ૬
દોષ દેખો તોએ કરોછો પાલન,
કરૂંછું વંદન કર જોડી. ૭
કહું શું પિતાને વધારે વચન,
કરૂંછું વંદન કર જોડી. ૮

૩૧

પ્રેમ જોઈ મને થાય છે આહ્લાદ,
માનુ ધન્યવાદ વિશ્વનાથ. ૧
સદા અનુભવું તમારો પ્રસાદ.
માનું ધન્યવાદ વિશ્વનાથ ૨
તમારીભકિતનો લાગ્યો મને સ્વાદ.
માનું ધન્યવાદ વિશ્વનાથ. ૩
નાવ કિદ થાય વિપત્તિ વિષાદ.
માનું ધન્યવાદ વિશ્વનાથ. ૪
છોડી દેઈ સર્વ કુતર્ક વિવાદ.
માનું ધન્યવાદ વિશ્વનાથ. ૫
વિકારો ન નડે ન કરે ઉન્માદ.
માનું ધન્યવાદ વિશ્વનાથ. ૬
પ્રિય મને લાગે સદા બ્રહ્મનાદ
માનું ધન્યવાદ વિશ્વનાથ. ૭
પિતા મને દેશો મંગલાશીર્વાદ
માનું ધન્યવાદ વિશ્વનાથ. ૮

૩૨

એક અદ્વિતીય બ્રહ્મસનાતન,
રહેશો પ્રસન્ન દયાઘન. ૧
તમે માતતાત તમે દ્રવ્ય ધન,

દિવ્યજ્ઞાનઆપો દુષ્ટ મતિ કાપો,
વિનતિ વિલાપો સુણો સારા. ૩
કરૂં પ્રણામ પુરો મનકામ,
તમારો વિશ્રામ ખરો મને. ૪
તમે છો કૃપાલ વિભુ વિશ્વપાલ,
કરો પ્રતિપાલ સદાકાલ. ૫
સત્ય તમે ત્રાતા મુક્તિપદદાતા,
વિશ્વપિતામાતા મહાદેવ. ૬
જાણો જગપતિ તમે મારી કૃતિ,
આપો શુદ્ધમતિ મને પ્રભુ. ૭
જય જગરાય કરશો સહાય,
હરશો અપાય સર્વે મારા. ૮

૩૬

જય જગવંદ્ય જય પરબ્રહ્મ,
અપાર અગમ્ય અદ્વિતીય. ૧
સત્યનું નિદાન પ્રેમની છો ખાણ,
પરમ કલ્યાણ- કારી તમે. ૨
નાના રસયુક્ત ગંભીર ઘટના,
સુંદર રચના કીધી તમે. ૩
રવિ શશી તારા[1] તારા ગુણ ગાય,
ગાતાં ગાતાં જાય અસ્તાચલે. ૪
અતિ રમણીય નક્ષત્રનો હાર,
અર્પિ ઉપચાર પૂજે તને. ૫
ઋતુ કાલભેદ પ્રતિ સંવત્સરે,
પ્રવર્તન કરે યથાક્રમે. ૬

૧. દુઃખ. ૨. નક્ષત્ર.

મારી સર્વ વાત તમને વિદિત,
રહું[1] આચ્છાદિત કૃપાથી હું. ૭
મંગલ તમારા મંગલ છે ગુણ,
કરો તમે પૂર્ણ વાંછા મારી. ૮

૩૪

મંગલ મહાન સર્વશક્તિમાન,
કરૂણા નિધાન ભગવાન. ૧
સત્ય સનાતન સર્વના પાલન,
કરશો પાવન કૃપાઘન. ૨
જીવનું જીવન તમે સર્વત્ર,
કરો છો રક્ષણ ક્ષણક્ષણ. ૩
તમે વિશ્વધાતા તમે વિશ્વપાતા,
તમે સત્યત્રાતા શાન્તિદાતા. ૪
જાણો જીવ કૃતિ પ્રેરો શુદ્ધ મતિ,
સુણી વિશ્વપતિ આ વિજ્ઞપ્તિ: ૫
નમિ ચિદાનંદ ચરણારવિંદ,
ગાય ગીતછંદ ભક્તવૃંદ. ૬
દયાછે અમાપ હરો ચિત્તપાપ,
કરો ક્ષમા પાપ માયબાપ. ૭
આવિ તવદ્વાર ભક્તપરિવાર,
કરે નમસ્કાર વારંવાર. ૮

૩૫

મંગલ નિદાન વિઘ્નનું કૃપાણ[2],
મોક્ષનુ સોપાન[3] અન્ય કોણ. ૧
સંકટ નિવારો કરૂણા વિસ્તારો,
ભવસિંધુ તારો ત્રાતા તમે. ૨

---

૧. ઢંકાયલો. ૨. કરવત. ૩, નિસરણી.

રહું સદા મગ્ન સત્કર્મમાં. ૭
સર્વભૂતદયા પરઉપકાર,
એજ સત્યસાર છે શાસ્ત્રનો. ૮

૩૮

તમારો મહિમા કહિ ન કળાય,
વાણિ થાકી જાય ગાતાં ગુણ. ૧
ગુણ છે તમારા પરમ મંગલ,
નિયમ અચલ છે સૃષ્ટિના. ૨
સૃષ્ટિમાં દિસે છે દયાના સંકેત,
રાખો તમે હેત પ્રાણીપ્રત્યે. ૩
પ્રત્યેક વસ્તુમાં ભાસે કૃપાભાવ,
દયાલુ સ્વભાવ ધારો તમે. ૪
તમારી સેવામાં રહે સર્વ કાળ,
નહિંઆવે આળ તેને કાંઇ. ૫
તમારો પ્રસાદ ગળવો દુર્લભ,
તથાપિ સુલભ છે ભક્તને. ૬
ભક્તજન સાથે રહું અહોરાત્ર[1],
પ્રભુ કૃપાપાત્ર થાઉં સત્ય. ૭
સદા મને દેશો સાધુસહુવાસ,
તમારોવિશ્વાસ રાખું સત્ય. ૮

૩૯

નિદ્રા સુષુપ્તિમાં[2] ઇંદ્રિયો મે,
સર્વ લય પામે બુદ્ધિ
એવી અવસ્થામાં કરો
માતૃવત્ વાહાલ રાખો

૧ દિવસ અને રાત્ર. ૨. સુવાની

કુસુમે[1] શોભે છે તમારીજ કાન્તિ,
દીસે સર્વશાન્તિ જલે સ્થલે. ૭
અદ્ભુત રચના નિરખી તમારી,
પામે નરનારી મહામોહ. ૮
આનંદે આનંદે ગુણ ગાય તારા;
વહે નેત્ર ધારા પ્રેમાશ્રુની. ૯
નમિ નમિ તને લાગે સર્વ પાય,
કૃતકૃત્ય થાય ભક્તજન. ૧૦
પૂજ્ય પિતાઆપો ભકિત તમે યોગ્ય,
આપો પ્રભુ પ્રેમ શુદ્ધ તમે. ૧૧
તમે કૃપાર્ણવ મંગલ આલય,
આપશો આશ્રય તવ પદે. ૧૨

૩૭

રચના કિધી છે વિશ્વની વિચિત્ર,
અદ્ભુત ચરિત્ર છે તમારૂં. ૧
વિના ઉપયોગી નથિ તિલ માત્ર,
સર્વ સ્તુતિપાત્ર છે ઘટના. ૨
પ્રત્યેક પદાર્થે મુકયો ગુણ ધર્મ,
યથા અનુક્રમ નિયમથી. ૩
સ્તુતિ કરવાને વાણી થાકિ જાય,
તુલના ન થાય કોઈ સાથે. ૪
પ્રભુ જો તમારી કૃપા દૃષ્ટિ થાય,
સહજ જવાય સન્નિધમાં.[2] ૫
હૃદયમાં રહે પ્રભુ સન્નિધાન,
એજ પ્રણિધાન છે ઉત્તમ. ૬
ઉત્તમ વિધિથી કરૂં બ્રહ્મ યજ્ઞ,

---

૧ પુષ્પ. ૨. પાસે.

નહિ કદિ થાઉં નિરાશ હું. ૬
પૂર્ણ કરવાને મનના મનોર્થ,
પ્રભુ તું સમર્થ જાણું સત્ય. ૭
સત્ય તારૂં નામ સત્ય તારૂં કામ,
કરૂં હું પ્રણામ પાય લાગી. ૮

૪૧

પ્રેમલ સ્વરૂપ પરમ વત્સલ,
તમારૂં છે બલ સર્વ સ્થળે. ૧
પ્રાણી માત્રનાછો તમે છો પાલક,
સૃષ્ટિના ચાલક છો સ્વતંત્ર. ૨
તમારી કૃપાનો કરૂં અનુભવ,
પ્રેમનો ઉદ્‌ભવ થાય મને. ૩
પ્રતસ્થ રહીને સાચું ભકિતયોગ,
કરૂં ઉપભોગ આનંદનો. ૪
એવિ સ્થિતિ મારી કરશો કૃપાળ,
છૂટે સર્વ જાળ પ્રપંચની. ૫
ભકિત થકી થાઉં યોગ્ય અધિકારી,
કરૂં હું તમારી ઉપાસના. ૬
ઉપાસના સાચી કરૂં હું તમારી,
એવી વૃત્તિ મારી કરો દેવ. ૭
દેવ મને દેશો શુભ આશીર્વાદ,
તમારો પ્રસાદ થાય પ્રાપ્ત. ૮

૪૨

પ્રભુ શુભનામ કરૂં હું ઉચ્ચાર,
સ્મરૂં ઉપકાર તમારા હું. ૧
તત્વ છે તમારૂં પરમ પવિત્ર,
વ્યાપ્યું છે સર્વત્ર સૃષ્ટિ વિષે. ૨

અસહાય સમે તમે વિશ્વરાય,
રહો છો સહાય સદા મારે. ૩
બાળકની વાત માતા જાણે જેવી
તમે જાણો તેવી વૃત્તિ મારી. ૪
માગ્યાવિના મારૂં મંગલ કરો છો,
સંકષ્ટ હરો છો સર્વ મારાં. ૫
અપરાધ દાષો થાય છે અનેક,
તોયે રાખો ટેક તમે મારો. ૬
જગતના લોક કરે મારી હાનિ,
પામે નવ ગ્લાનિ ચિત્ત મારૂં. ૭
મારો પરિત્યાગ તમે નહિં કરો,
એજ મને ખરો છે વિશ્વાસ. ૮

૪૦

તુજ વિના તાત યાચું કોને દ્વાર ?
કરૂં હું પુકાર કોની પાસે ? ૧
મારો સર્વ ભાર મુકું તારે શીષ,
રહું [૧]અહોનિશ નિશ્ચિંતે હું. ૨
[૨]હિતાહિત મારૂં રહ્યું તારે હાથ,
જેમ રાખો નાથ તેમ રહું. ૩
પરિમિત શકિત પરિમિત જ્ઞાન,
પ્રભુ કૃપાદાન દે તું મને. ૪
તારી કરૂણાથી સર્વ કાર્ય થાય,
પાતક ધોવાય મારાં સર્વ. ૫
પતીજ રાખીને પ્રભુ પાસે માગું,

---

૧. દિવસ અને રાત્ર. ૨. હિત અને અહિત નફો નુકસાન,

સૌચરાચરાધાર કૃપાગાર. ૬
કૃપાગુણ ધારો પાતક નિવારો ૭
કરી ઉપકારો દાસ તારો.
રાખિ શુદ્ધ પ્રીત આતું સંનિહિત,[1] ૮
ગાઉં સદોદિત[2] બ્રહ્મગીત.

૪૪

અલૌકિક કૃતિ પ્રભુની દિસે છે, ૧
વિશ્વમાં વસે છે સત્તા તેની.
પ્રભુની સત્તાની તુલના ન થાય, ૨
ગુણ ન ગણાય તેના કોથી.
અનન્ય ભાવથી જઈને શરણે, ૩
સ્વચ્છાન્તઃ કરણે વંદું તને.
શાન્તિગુણ આપે ઉદાર કૃપાલ, ૪
કરે પ્રતિપાલ ભક્તનું તે.
ભક્તને ભરંસો પ્રભુનો છે ભારે, ૫
સંકટ નિવારે સર્વ તેનાં.
ભવની આધાઓ તેને નવ બાધે, ૬
પ્રભુને આરાધે દૃઢભાવે.
ભાવશુદ્ધિ વિના કાર્ય નવ થાય, ૭
પ્રભુ ન રિઝાય દંભાચારે.
શુદ્ધ પ્રેમ ભાવ પ્રભુ પ્રત્યે રાખે, ૮
તેજ સત્ય ચાખે કૃપાફલ.

૪૫

ભાવહીન સેવા સર્વ જાય વ્યર્થ, ૧
નવ સરે અર્થ તેથી કાંઇ.

---

1. પાસે. 2. હમેશ.

નથ રહે છાનું તમારાથી કશું,
જાણો તમે મર્મ અંતરનો. ૩
પ્રભુભક્તિ સેવા એજ સત્ય સાર,
સર્વ છે નિઃસાર આ સંસાર. ૪
જેમ જેમ ભક્તિ—માર્ગમાં ચડાય,
તેમ તેમ થાય ચિત્ત શુદ્ધ. ૫
કૃપાવારિનો હું પ્રભુ છું તૃષિત,
કરો મને તૃપ્ત પ્રેમામૃતે. ૬
પ્રેમામૃતપાન કરિ શાન્ત થાઉં,
આનંદથી ગાઉં બ્રહ્મજ્ઞાન. ૭
બ્રહ્મકીર્તનમાં વૃત્તિ થાય લીન,
બ્રહ્મજ્ઞાને આધીન રહું સદા. ૮

૪૩

માતપિતા જાણી વદું દીન વાણી,
જોડી બેઉ પાણી વંદું તને. ૧
વંદું વારવાર આવિ તવ દ્વાર,
કરશો ઉદ્ધાર વિશ્વાધાર. ૨
નથી મને જ્ઞાન નથી મને ભાન,
આપો ભગવાન કૃપાદાન. ૩
દુષ્ટ અનાચાર થાય છે અપાર,
ક્યમ પડું પાર આ સંસાર? ૪
તમે છો મંગલ તમે છો નિર્મલ,
આપશો સકલ રૂડાં ફલ. ૫
તમે નિર્વિકાર તમે સર્વ સાર,

૧. તરસ્યો. ૨. પ્રેમ રૂપી અમૃતનું પાન એટલે પીવું.
હાથ.

નાધારાઆધાર કૃપાગાર. ૬
કૃપાગુણ ધારો પાતક નિવારો,
કરી ઉપકારો દાસ તારો. ૭
રાખિ શુદ્ધ પ્રીત આવું સંન્નિહિત,
ગાઉં સદોદિત બ્રહ્મગીત. ૮

૪૪

અલૌકિક કૃતિ પ્રભુની દિસે છે,
વિશ્વમાં વસે છે સત્તા તેની. ૧
પ્રભુની સત્તાની તુલના ન થાય,
ગુણ ન ગણાય તેના કોથી. ૨
અનન્ય ભાવથી જઇને શરણે,
સ્વચ્છાન્તઃ કરણે વંદું તને. ૩
શાન્તિસુખ આપે ઉદાર કૃપાલ,
કરે પ્રતિપાલ ભક્તનું તે. ૪
ભક્તને ભરૂંસો પ્રભુનો છે ભારે,
સંકટ નિવારે સર્વ તેનાં. ૫
ભવની બાધાઓ તેને નવ બાધે,
પ્રભુને આરાધે દૃઢભાવે. ૬
ભાવશુદ્ધિ વિના કાર્ય નવ થાય,
પ્રભુ ન રિઝાય દંભાચારે. ૭
શુદ્ધ પ્રેમ ભાવ પ્રભુ પ્રત્યે રાખે,
તેજ સત્ય ચાખે કૃપાફલ. ૮

૪૫

ભાવહીન સેવા સર્વ જાય વ્યર્થ,
નવ સરે અર્થ તેથી કાંઇ. ૧

૧. પાસે. ૨. હમેશ.

જેમ જળ વિના નવ ઉગે બીજ,
સેવા છે તેવીજ ભાવ વિના. ૨
ભાવયુક્ત સેવા એજ શુદ્ધભક્તિ,
પ્રભુ અનુરક્તિ, સાચી એજ. ૩
માટે પ્રભુ રાખી શુદ્ધ ભક્તિભાવ,
કરૂં હું પ્રભાવ સત્કર્મનો. ૪
જાગૃત જીવંત દેવ તમે સાચા,
નમુ કાયાવાચા- મનથી હું. ૫
તમારા ગુણોની ગણના ન થાય,
વાણિ થાકી જાય સ્તુતિ ગાતાં. ૬
પામર કિંકર તમારો હું દાસ,
આપો સહવાસ સદા મને. ૭
કૃપામૃતધારા કરીને ગ્રહણ,
રહું છું શરણ સર્વકાલ. ૮

૪૬

વિપત્તિ પ્રસંગ આવિ પડે અંગ,
તથાપિ ન ભંગ ભક્તિ થાય. ૧
સુખ દુઃખ સમે રહે સમવૃત્તિ,
પ્રભુઅનુરક્તિ છૂટે નહિ. ૨
એવા સાધુજન વિશ્વમાં વિરલા,
વૃત્તિ અવિચલા રહે જેની. ૩
યથાક્રમ તેનો થાય ઉન્નતાત્મા,
પામે પરમાત્મા- પ્રસાદ તે. ૪
પ્રભુ મને આપો સાધુસમાગમ,

કરૂં કાલક્રમ સત્કર્મમાં. ૫
ભાવશુદ્ધિ વિના સર્વ ખટપટ,
જાય છે ફોકટ ક્રિયા સર્વ. ૬
ભાવશુદ્ધિ એજ સાધન છે સાચું,
તેના વિના કાચું છે સકલ. ૭
માટે મહારાજ ભાવશુદ્ધિ આપો,
કૃપાહસ્ત થાપો માથે મારે. ૮

૪૭

આનંદ સ્વરૂપ સર્વે શુભકારી,
દાસે છે તમારી દયા ભારી. ૧
ઘટિત પ્રકારે આપો તમે સુખ,
નવ પામે દુઃખ દાસ કદિ. ૨
વિપત્તિ વેળાયે રહિને સહાય,
હરવા ઉપાય સૂચવો છો. ૩
સ્તુતિ ગુણ ગાવા નથી મારી શક્તિ,
કરૂં સદા ભક્તિ ભાવથી હું. ૪
ભક્તિમાર્ગ મુખ્ય મુક્તિનો ઉપાય,
શ્રુતિ શાસ્ત્ર ગાય વારંવાર. ૫
સાચા ભક્તજન ભક્તિ નવ મૂકે,
નવ કદિ ચૂકે સુપંથથી. ૬
કૃપાનિધિ મને પ્રેરો પરાભક્તિ,
આપું સત્ય મુક્તિ સામીપ્યની. ૭
અનન્ય ભાવથી ઇશ્વરાનુરક્તિ,
એજ સત્ય ભક્તિ છે તમારી. ૮

૪૮

તમે સર્વ પ્રાણી- માત્રના આશ્રય,
જાણો છો આશય હૃદયનો. ૧

હૃદયતિમિર કરી સર્વ નાશ,
તોડો સર્વ પાશ પ્રપંચના. ૨
પ્રપંચમાં લીન થયો છું અત્યંત,
તમે ભગવંત તારો મને. ૩
તારો તમે દેવ ગ્રહી મારો હાથ,
અનાથના નાથ છો વિશ્વેશ. ૪
માગું દૃઢ શ્રદ્ધા માગું દૃઢ ભક્તિ,
પામું હું વિરક્તિ વિષયથી. ૫
શ્રદ્ધાવિના ભક્તિ સફલ ન થાય,
પાતક ન જાય પાખંડથી. ૬
વિષય વાસના થાય જ્યારે દૂર,
ભક્તિનો અંકુર ઊગે ત્યારે. ૭
કૃપા કરિ મને પ્રેરો પરાભક્તિ.
પામું પ્રભુ મુક્તિ પરલોકે. ૮

૪૯

જય જય દેવ જય જગ વંદ્ય,
શાન્તિસુખકંદ સત્યાનંદ. ૧
અમે અલ્પ પ્રાણી રહ્યા અંધકારે,
કષ્ટ કોણ ટાળે પ્રભુ વિના ? ૨
વિશ્વાસ તમારો અમને છે ભારે,
આવ્યા તવ દ્વારે આશા રાખી. ૩
સર્વ શક્તિમાન તમે કૃપાવાન,
તમે ક્ષમાવાન ભગવાન. ૪
ભવમોહપાશ કૃપા કરિ કાપો,
શાન્તિસુખઆપો પરબ્રહ્મ. ૫
ગાઇયે તમારાં મંગલ કીર્તન,
કરશો શ્રવણ કૃપાધન. ૬

આશ્રિતજનોને દૂર નહિ રાખો,
દયાનિધિ દાખો દિવ્ય જ્યોતિ. ૭
સુંદર સુરમ્ય શુભ આ સમય,
પધારો હૃદય પ્રેમમય. ૮

૫૦

વિશ્વપતિ સત્ય તમારો વિશ્વાસ,
રાખિને હું દાસ આવું પાસ. ૧
પાસ મને રાખો કષ્ટ કાપિ નાંખો,
પુણ્યપથ દાખો દયાસિંધુ. ૨
દયાળુ સ્વભાવ પ્રભુ છે તમારો,
અપરાધ મારો કરો ક્ષમા. ૩
ક્ષમા વિના નથિ નિર્વાહ અમારો,
તમે પ્રભુ તારો તોજ તરૂં. ૪
વળગ્યો વિભુને નવ તરછોડો,
કદિ નહિ તોડો તમે બિર્દ. ૫
તમે છો સમર્થ પુરો રૂડા અર્થ,
નવ જાય વ્યર્થ જન્મ મારો. ૬
મારો નથિ બેલી તમ વિના નાથ,
અહો મારો હાથ માત તાત. ૭
માત તાત માગું તમારિ આશીષ,
નમાવું હું શીષ જગદીશ. ૮

૫૧

તમારે વિશ્વાસે રહું વિશ્વનાથ,
છોડો નહિ હાથ નાથ મારો. ૧
કૃપામય છાયા રાખો આચ્છાદિત,
દીન હું આશ્રિત છું તમારો. ૨
તમારે આશ્રયે રહું હું નિર્ભય,

કરૂં પરાજય ઇંદ્રિયોનો. ૩
જિતેંદ્રિય[1] જન ન પામે વિષાદ[2],
પ્રભુનો પ્રસાદ મળે તેને. ૪
તમારી કૃપાથી રાખ્યું મન વશ,
પામું પૂર્ણ યશ ધર્મકાર્યે. ૫
શાસ્ત્રનું શિક્ષણ કરૂં હું ધારણ,
થાય નિવારણ પાપકર્મ. ૬
દુષ્ટ વિકારોનો કરિ પરાભવ,
લેઉં અનુભવ આનંદનો. ૭
બ્રહ્માનંદ સુખ પરમ દુર્લભ,
પ્રણતવલ્લભ પ્રભુ આપો. ૮

૫૨

શુદ્ધ ભાવે તને વંદું વિશ્વરાયા,
સત્ય શીળી છાયા તારી મને. ૧
તારા સ્મરણથી ચિત્તશાન્તિ થાય,
પરિતાપ જાય ત્રિવિધિના. ૨
પ્રેમામૃતનો છું પ્રભુ હું પિપાસુ[3],
તમને ઉપાસું આનંદથી. ૩
આનંદ હું પામી કરૂં શુભ કર્મ,
અનીતિ અધર્મ છોડું સર્વ. ૪
સાંસારિક સર્વ અનિત્ય છે સુખ,
આપે અતિ દુઃખ પરિણામે. ૫
સુખ દુઃખ સર્વ જાણે જે સમાન,
સત્ય જ્ઞાનવાન તે કે'વાય. ૬

---

૧ જેણે ઇંદ્રિયો જીતીને પોતાને વશ રાખી છે. ૨ ખેદ
૩ પીવાની ઇચ્છાવાળો.

નથી મારી જ્ઞાની—જનમાં ગણના;
ફરૂં છું ભ્રમણા આ સંસારે. ૭
સત્ય સુખ શાન્તિ આપો પરમેશ;
કહુ શું વિશેષ તમને હું ? ૮

૫૩

સત્ય દેવ તમે સુખ શાન્તિદાતા.
અખંડ અજાતા જીવત્રાતા. ૧
કૃપાસ્રોત સદા વરસે તમારી;
પ્રભુ ન વિસારી મૂકો મને. ૨
પ્રેમજલથી હું થઇ અભિષિક્ત,
જપું બ્રહ્મસૂક્ત ભાવથી હું. ૩
પ્રેમસુખ નિર્ખી પૂર્ણ લાભ પામું,
સુખથી વિરામું તવ પદે. ૪
નવ કદિ જીવે જળ વિના મીન,
તેવો છું હું દીન કૃપાધીન. ૫
તમ વિના મને કોણ આપે સુખ ?
ટાળે કષ્ટ દુઃખ કોણ મારૂં ? ૬
તમારી ભક્તિથી ભય સર્વ ટળે,
સત્ય શાન્તિ મળે સદા તેને. ૭
સત્ય ધન તમે સત્ય દ્રવ્ય તમે,
સત્ય સુખ તમે એ હું જાણુ. ૮

૫૪

પ્રભુ પ્રેમધારા સંતત વહે છે,
તેને જે ગ્રહે છે તે પુણ્યાત્મા. ૧
નવ થાય તેની શાન્તિ કદી ભંગ,
રાખે સદા રંગ પ્રભુથી જે. ૨
જેને પ્રભુ સાથે સાચો રંગ લાગ્યો,

પ્રભુ મારા દોષો જોશો ન લગાર,
કરશો ઉદ્ધાર મારો નાથ. ૩
શાન્તિજલધારા કરો કૃપાગાર,
કરશો ઉદ્ધાર મારો નાથ. ૪
તમને સાષ્ટાંગ કરૂં નમસ્કાર,
કરશો ઉદ્ધાર મારો નાથ. ૫
યાચના કરૂંછું આવી તવ દ્વાર,
કરશો ઉદ્ધાર મારો નાથ. ૬
તમારૂં દર્શન કરૂં વાર વાર,
કરશો ઉદ્ધાર મારો નાથ. ૭
અર્પુ તમને હું પ્રેમ ઉપહાર.
કરશો ઉદ્ધાર મારો નાથ. ૮

૫૮

સકલ સૃષ્ટિમાં તમારી છે ગતિ,
કરૂં છું વિનતિ દ્યો સન્મતિ. ૧
તમે મારી જાણો શુભાશુભ કૃતિ,
કરૂં છું વિનતિ દ્યો સન્મતિ. ૨
સંકટ સમયે દેશો મને ધૃતિ,
કરૂં છું વિનતિ દ્યો સન્મતિ. ૩
તમારે આશ્રયે રહું વિશ્વપતિ,
કરૂં છું વિનતિ દ્યો સન્મતિ. ૪
તમારી કૃપાની કરૂં શું હું સ્તુતિ,
કરૂં છું વિનતિ દ્યો સન્મતિ. ૫
કૃપાનિધિ કરો મારી આત્મોન્નતિ,
કરૂં છું વિનતિ દ્યો સન્મતિ. ૬
તમારે ચરણે રાખું સદા પ્રીતિ,
કરૂં છું વિનતિ દ્યો સન્મતિ. ૭

પાપ વાસનાથી વાળો મનોવૃત્તિ, ૮
કરૂં હું વિનતિ દ્યો સન્મતિ.

૫૯

કૃપાર્ણવ કૃપા તમારી અપાર, ૧
પામિછે વિસ્તાર વિશ્વ વિષે.[1]
ભાગ્યવાન ભક્ત ભક્તિસુધામૃત, ૨
પાન કરિ તૃપ્ત થાય નિત્ય.
વિષયના ભોગ જાણિ સર્વ તુચ્છ, ૩
રાખે સદા સ્વચ્છ મનોવૃત્તિ.
એવા મહાત્માનું લેઇને દ્રષ્ટાન્ત, ૪
કરૂં હું એકાન્ત ઉપાસના.
ઉપાસન દ્વારા વૃત્તિ શુદ્ધ થાય, ૫
પ્રભુને પમાય શીઘ્રતાથી.[2]
સંસાર સાગરે તમે કર્ણધાર,[3] ૬
પોચાડશો પાર તમે મને.
જેવો તેવો હું છું કરો અંગીકાર, ૭
યાચું આવી દ્વાર દ્યો દર્શન.
દઇને દર્શન તમે દયાધન, ૮
પ્રસન્ન વદન રાખશો સદા.

૬૦

કલ્યાણ નિધાન પૂર્ણ કૃપાવાન, ૧
સર્વ શકિતમાન સત્ય રૂપ.
સત્ય છે તમારો આશ્રય આધાર, ૨
કરશો ઉદ્ધાર પાતકીનો.
મારા પાતકની ગણના ન થાય,

---

૧ અમૃત ભક્તિ સુધા=હમેશ કાયમ રહેનારી ભક્તિ સુધા. ૨. તાકીદથી. ૩. સુકાની.

કાયા ધ્રૂજી જાય   મારી નાથ. ૩
ભાગ્યહીન દીન   મુક્તિ કેમ પામું,
પિતા મારા સામું ન જૂવો તો ? ૪
બાલકના દોષ   માતા ન વિચારે,
કદિ ન વિસારે   સંતાનને. ૫
શિક્ષા આપી કરે   તેને આલિંગન,
કરે છે ચુંબન   પ્રેમ ભાવે. ૬
માત-પિતા જુવો   પ્રસન્ન વદન,
પાતક દહન   થાય મારાં. ૭
પવિત્ર હૃદય   કરી પ્રભુ મારૂં,
મંગળ તમારૂં   દ્યો દર્શન. ૮

૬૨

ભયભીત પ્રાણી   આવું છું શરણ,
કરશો   રક્ષણ   કૃપાધન. ૧
નવ કદિ છોડું   તમારૂં ચરણ,
કરશો   રક્ષણ   કૃપાધન. ૨
કૃપા કરી દેશો   મંગલ દર્શન,
કરશો   રક્ષણ   કૃપાધન. ૩
તમે સત્ય દ્રવ્ય   તમે સત્ય ધન,
કરશો   રક્ષણ   કૃપાધન. ૪
તમને અર્પું છું   પ્રેમનાં સુમન,
કરશો   રક્ષણ   કૃપાધન. ૫
શુભ ગુણ ધારો   તમે ભગવાન,
કરશો   રક્ષણ   કૃપાધન. ૬
ગાઉં હું સદૈવ   તમારૂં કીર્તન,
કરશો   રક્ષણ   કૃપાધન. ૭
સ્વીકારી અમારૂં   નમ્ર આ પ્રાર્થન,

૮

કરશો રક્ષણ કૃપાધન.

૬૨

કરણી ન જોશો તમે કૃપાધન, ૧
કૃપાવલોકન કરો નાથ.
ગતિ છે તમારી વિચિત્ર ગહન, ૨
કૃપાવલોકન કરો નાથ.
કેમ નથી થતું તમારૂં દર્શન ? ૩
કૃપાવલોકન કરો નાથ.
નામ છે તમારૂં પતિત પાવન, ૪
કૃપાવલોકન કરો નાથ.
શરણ આવીને કરૂં છું નમન, ૫
કૃપાવલોકન કરો નાથ.
પ્રેમ થકી કરૂં પરિશુદ્ધ મન, ૬
કૃપાવલોકન કરો નાથ.
તમે સત્ય દ્રવ્ય તમે સત્ય ધન, ૭
કૃપાવલોકન કરો નાથ.
સાંસારિક દુઃખ કરૂં હું સહન, ૮
કૃપાવ લોકન કરો નાથ.

૬૩

કૃપાલુ પ્રભુને કરૂં છું વંદન, ૧
કૃપાવલોકન કરો નાથ.
તમારો પ્રતાપ વ્યાપે ત્રિભુવન, ૨
કૃપાવલોકન કરો નાથ.
નિરખું તમારૂં પ્રસન્ન વદન, ૩
કૃપાવલોકન કરો નાથ.
વિસરૂં ન કદિ તમારૂં ભજન, ૪
કૃપાવલોકન કરો નાથ.

સુખ દુઃખ સર્વ કરૂં હું સહન,
કૃપાવલોકન કરો નાથ. ૫
પ્રભુ ઉપકારો સ્મરૂં નિશદિન,
કૃપાવલોકન કરો નાથ. ૬
કૃપા કરી દેશો તમારૂં દર્શન,
કૃપાવલોકન કરો નાથ. ૭
પ્રેમ પુષ્પમાલ કરૂં છું અર્પણ,
કૃપાવલોકન કરો નાથ. ૮

૬૪

ત્રિભુવનના છો તમે અધિરાજ,
માગું મહારાજ પાપક્ષમા. ૧
અતિશય કીધાં નિંદિત મેં કાજ,
માગું મહારાજ પાપક્ષમા. ૨
કૃપાનિધિ તમે રાખો મારી લાજ,
માગું મહારાજ પાપક્ષમા. ૩
તમે છો નિયંતા તમે છો સમ્રાજ[૧],
માગું મહારાજ પાપક્ષમા. ૪
તમારૂં ઐશ્વર્ય સર્વ અવિભાજ્ય,
માગું મહારાજ પાપક્ષમા. ૫
સર્વ સ્થળે તમે રહ્યા છો વિરાજ,
માગું મહારાજ પાપક્ષમા. ૬
પ્રભુ તમે જાણો મારી સર્વ દાઝ,
માગું મહારાજ પાપક્ષમા. ૭
સદા હિતકારી સુચવશો કાજ,
માગું મહારાજ પાપક્ષમા. ૮

---

૧ સર્વના રાજા.

૬૫

થાય ન તમારી સ્તુતિ યથાવિધિ,
કરો કૃપાનિધિ કૃપાદૃષ્ટિ. ૧
તમારી શિક્ષાઓ લક્ષ નવ લીધી,
કરો કૃપાનિધિ કૃપાદૃષ્ટિ. ૨
જાણે અજાણે મેં ભૂલ બહુ કીધી,
કરો કૃપાનિધિ કૃપાદૃષ્ટિ. ૩
સર્વ વેળા મારી વૃથા જવા દીધી,
કરો કૃપાનિધિ કૃપાદૃષ્ટિ. ૪
તમારી ભક્તિથી થાય ચિત્ત શુદ્ધિ,
કરો કૃપાનિધિ કૃપાદૃષ્ટિ. ૫
તમારી કૃપાથી સર્વ કાર્ય સિદ્ધિ,
કરો કૃપાનિધિ કૃપાદૃષ્ટિ. ૬
તમારી કૃપાનો નથી સીમાવધિ[૧],
કરો કૃપાનિધિ કૃપાદૃષ્ટિ. ૭
કૃપા કરી તમે ઊતારો ભવાબ્ધિ[૨],
કરો કૃપાનિધિ કૃપાદૃષ્ટિ. ૮

૬૬

મંગલ પવિત્ર પૂજ્ય પરાત્પર[૩],
ગ્રહો મારો કર કૃપાસિંધુ. ૧
તમારી સત્તા છે સર્વ ચરાચર,
ગ્રહો મારો કર કૃપાસિંધુ. ૨
આવિ તવ દ્વાર યાચું હું પામર,
ગ્રહો મારો કર કૃપાસિંધુ. ૩
સેવક તમારો દીન હું કિંકર,
ગ્રહો મારો કર કૃપાસિંધુ. ૪

૧. હદ. ૨ ભવસાગર. ૩ પરમેશ્વર.

સંસાર-સાગર અતિશે દુસ્તર,
અહો મારો કર કૃપાસિંધુ. ૫
તમે સત્ય દેવ તમે છો ઈશ્વર,
અહો મારો કર કૃપાસિંધુ. ૬
વિનતિ અમારી સુણો વિશ્વંભર,
અહો મા ો કર કૃપાસિંધુ. ૭
માગું મુકિત દાતા મંગલ એ વર,
અહો મારો કર કૃપાસિંધુ. ૮

૬૭

પરમ પ્રેમલ પ્રણત વત્સલ,
કરશો મંગલ કાર્ય સર્વ. ૧
કરણી અમારી જાણો છો સકલ,
કરશો મંગલ કાર્ય સર્વ. ૨
શકિત છે તમારી સંપૂર્ણ સબલ,
કરશો મંગલ કાર્ય સર્વ. ૩
કૃપા વિના શ્રમ જાય છે નિષ્ફલ,
કરશો મંગલ કાર્ય સર્વ. ૪
મંદ મતિ મૂઢ દીન છું દુર્બલ,
કરશો મંગલ કાર્ય સર્વ. ૫
પ્રેમમય દૃષ્ટિ રાખશો અચલ,
કરશો મંગલ કાર્ય સર્વ. ૬
કરો મારૂં મન વિશુદ્ધ વિમલ,
કરશો મંગલ કાર્ય સર્વ. ૭
કૃપાસિંધુ મને આપો ધર્મબલ,
કરશો મંગલ કાર્ય સર્વ. ૮

૬૮

શરણુ આવીને કરૂં છુ વિનતિ.

કરો આત્મોન્નતિ પિતા મારી. ૧
અતિશય જડ મંદ મારી મતિ,
કરો આત્મોન્નતિ પિતા મારી. ૨
આજ સુધી કીધી બહુ દુષ્ટ કૃતિ,
કરો આત્મોન્નતિ પિતા મારી. ૩
દયા વિના મારી કેમ થશે ગતિ ?
કરો આત્મોન્નતિ પિતા મારી. ૪
પુત્ર ભાવનાથી રાખો તમે પ્રીતિ,
કરો આત્મોન્નતિ પિતા મારી. ૫
સૂચવશો મને સદા ધર્મ નીતિ,
કરો આત્મોન્નતિ પિતા મારી. ૬
કરી શકું શું હું પ્રભુ પૂર્ણ સ્તુતિ,
કરો આત્મોન્નતિ પિતા મારી. ૭
વિજ્ઞપ્તિ સાંભળો મારી વિશ્વપતિ,
કરો આત્મોન્નતિ પિતા મારી. ૮

૬૯

સ્વામિ છે સમસ્ત આધાર તમારો,
તારો કે ન તારો છું તમારો. ૧
અવગુણ મારા તમે ન વિચારો,
તારો કે ન તારો છું તમારો. ૨
વર્ણવું સકલ પ્રભુ ઉપકારો,
તારો કે ન તારો છું તમારો. ૩
કૃપાકાન્ત મારી કરણી સુધારો,
તારો કે ન તારો છું તમારો. ૪
પાતકી પ્રાણી છું નવ સૂઝે આરો,
તારો કે ન તારો છું તમારો. ૫
મુખડું બતાવું દુષ્ટ હું નઠારો,

તારો કે ન તારો છું તમારો. ૬
અંતરાય કરે મનના વિકારો,
તારો કે ન તારો છું તમારો. ૭
કૃપા કરી સર્વ સંકટ નિવારો,
તારો કે ન તારો છું તમારો. ૮

૭૦

જાણો મહારાજ મારી મનોવૃત્તિ,
યથા વિધિ ભક્તિ કીધી નથી. ૧
વિષય વિકારો આવે મારી આડે,
સદૈવ બગાડે વૃત્તિયોને. ૨
કૃપાનિધે કરો મારો અભ્યુદય,
પામે સર્વ લય પાપ મારાં. ૩
દૂર થાય મારાં પાતક અશેષ,
ફરી ન પ્રવેશ થાય તેનો. ૪
હૃદય અમારૂં કરશો કોમલ,
ભરશો પ્રેમલ ભાવ તેમાં. ૫
ભાવ થકી ગાઉં તમારાં સંગીત,
થાય ગદ્ગદિત કંઠ મારો. ૬
પ્રેમથી રોમાંચ ઊઠે મારે ગાત્રે,
વહે મારાં નેત્રે આનન્દાશ્રુ. ૭
એવી અવસ્થાથી રહી આ સંસારે,
આવું તવ દ્વારે આનન્દથી. ૮

૭૧

કાયા વાચા મન વંદું વિશ્વરાય,
રહેશો સહાય સદા મને ૧
તત્વજ્ઞાન મને આપો અવિનાશ,
છૂટે સર્વ પાશ પ્રપંચના. ૨

તિમિર સઘળું નિવારો,
હૃદય પાપથી ઉગારો કૃપાવન. ૩
પવિત્ર હૃદયે વિરાજી રહો છો,
પ્રેમથી ગ્રહો છો સેવા સર્વ. ૪
મલિન મતિથી પ્રભુ ન પમાય,
દૂર બહુ જાય તેનાથી તે. ૫
દુરાચરણીને રહો ન સહાય,
વ્યર્થ સર્વ જાય સેવા તેની. ૬
સદાચરણીને રાખો છો શરણ,
કરો છો ગ્રહણ અર્ચા તેની. ૭
એજ અનુગ્રહ તમારો અપાર,
કરૂં શું વિસ્તાર વાણિથકી. ૮

૭૨

ગાઉં છું તમારા જ્યારે ગુણયશ,
અનિર્વાચ્ય હર્ષ થાય મને. ૧
સર્વ વસ્તુઓમાં તમારી છે શક્તિ,
યથાયુક્ત યુક્તિ દીસે બધી. ૨
તમારી શક્તિનો રહે સદા લક્ષ,
દર્શન સમક્ષ છે તમારાં. ૩
જડ સૃષ્ટિ સર્વ સત્તાને આધારે,
નિયમાનુસારે ચાલે તંત્ર ૪
નિયમ નિરીક્ષા કરૂં અહોરાત્ર,
ભરૂં હૃદ પાત્ર ભક્તિ જલે. ૫
મુખથી ઉચ્ચારૂં જયાભિનંદન,
શિરસાવંદન કરૂં નિત્યે. ૬
નિત્ય ઉપાસના કરી કૃપાકાન્ત,
રહું સદા શાન્ત રાખું મન. ૭

કૃપામૃત વારિ કરશો સીંચન,
પાતક શમન થાય મારાં. ૯

૭૩

કોણ કરે મારૂં પ્રભુ પરિત્રાણ,
આત્માનું કલ્યાણ તારા વિના? ૧
સંકટ સમય કોણ આવે વારે,
વિપત્તિ નિવારે તારા વિના? ૨
કોણ કરે મને શાન્તિનું પ્રદાન,
પ્રભુ ભગવાન તારા વિના? ૩
કોણ કરે મારૂં પાલન પોષણ,
સંપૂર્ણ રક્ષણ તારા વિના? ૪
કોણ મને આપે અન્ન વસ્ત્ર પાન,
દિવ્ય બુદ્ધિદાન તારા વિના? ૫
કોણ સુણે મારા હૃદય વિલાપ,
પ્રભુ માયબાપ તારા વિના? ૬
પાપી હું પામર કંપું થરથર,
કોણ ગ્રહે કર તારા વિના? ૭
કૃપા કરી રાખે કોણ પ્રભુ લાજ,
મારી મહારાજ તારા વિના? ૮

૭૪

કૃપાવાન દેવ આવો મારી વારે,
કોણ મને તારે તમ વિના? ૧
સદા રહો મારા અંતરમાં તમે,
નવ મને દમે દુર્વિકાર. ૨
ધર્યો છે તમારો પ્રભુ મેં પદર,
નહિ અનાદર કરો મારૂં. ૩
તજું મનથી હું સર્વ અનાચાર,

એવા સુવિચાર સૂચવશો. ૪
તમારે ચરણે રાખું સદા નિષ્ઠા,
ન કરૂં હું ચેષ્ટા નીચ કદિ. ૫
નિરખી તમારૂં વદન મંગલ,
રાખું હું નિર્મલ મન મારૂં. ૬
માય બાપ તમે પરમ ઉદાર,
કરશો ઉદ્ધાર મારો નાથ. ૭
ચિંતા તમને છે પ્રભુ સર્વ મારી,
તમે ન વિસારી મૂકો મને. ૮

૭૫

પરબ્રહ્મને હું પ્રણમું દંડવત,
સુણો પ્રણિપત પ્રેમમય. ૧
પ્રેમમય મને આપો ચિત્તશાન્તિ,
નિરખું શુભ કાન્તિ તમારી હું. ૨
અરપું તમને પ્રેમ–ગંધાક્ષત,
પાળું સત્ય વ્રત યથાયુક્ત. ૩
સર્વજ્ઞ સમર્થ જાણો સર્વ કૃતિ,
નથી છાનિ રે'તી તમારાથી. ૪
વાત્સલ્ય સ્વભાવે જુવો મારા સામું;
આનંદ હું પામું દર્શનથી. ૫
દર્શન તમારાં લેઇ યોગીજન,
કરે છે પૂજન માનસિક. ૬
તમે ન્યાયસિંધુ વિશ્વના નિયંતા,
પાતક નિહંતા છો પ્રાણિના. ૭
વંદન પૂર્વક કરૂં છું પ્રાર્થન,
પ્રેરો કૃપાધન સત્ય ધર્મ. ૮

૭૬

નમન કરૂં છું તને વિશ્વરાય,
માગું છું સહાય સદા તારી.
વિના સહાયતા તુંથી ન નિભાય,
સર્વ વ્યર્થ જાય શ્રમ મારો. ૨
પાતકનું વન થયું છે ગહન,
કર તું દહન દયાઘન. ૩
અજ્ઞાન તિમિર કરિને વિનાશ,
કર તું પ્રકાશ જ્ઞાન જ્યોતિ. ૪
દુષ્ટ વાસનાનું બહુ છે પ્રબલ,
પ્રભુ તું દે બલ દમનનું. ૫
કૃપા વિના મારૂં નવ સરે કાજ,
ક્ષમા મહારાજ માગું તારી. ૬
તવ પાદપદ્મ રખાવિને ભાવ,
કરીશ નિભાવ મારો નાથ. ૭
અહોનિશ કરૂં તમારૂં ભજન,
તમે દ્રવ્ય ધન સત્ય મારૂં. ૮

૭૭

પ્રણત વત્સલ પ્રભુ પરાત્પર,
માગું શુભ વર તમારૂં હું. ૧
પદેપદે થાય પ્રભુ બહુ દોષ,
નવ કરો રોષ પિતા તમે, ૨
મહિમા અગાધ પ્રભુ છે તમારો,
દીસે ઉપકારો સર્વ સ્થળે. ૩
ચરણ નમીને કરૂં પ્રભુ સેવા,
ભેટ દેશો દેવા બાલકને. ૪
માતા વિના જેમ ટળવળે બાલ,

તેવી છે દયાલ દશા મારી. ૫
અનાથના નાથ તમે લ્યો સંભાલ,
તમારૂં વહાલ દીસે સાચું. ૬
તમે જ્ઞાનસિંધુ તમે દીનબંધુ,
તમને હું વંદું વિશ્વાધીશ. ૭
ખરેખરો મને તમારો આધાર,
ઉતારશો પાર ભવાબ્ધિથી. ૮

૭૮

તમારે આધીન સર્વનું જીવન,
કરો છો પાલન પ્રાણીયોનું. ૧
ઇચ્છા અનુસારે યંત્ર સર્વ ચાલે,
નવ કદી હાલે પત્ર એક. ૨
મંગલ પ્રભુના મંગલ છે હેતુ,
ધારિ રહ્યા સેતુ- રૂપે વિશ્વ. ૩
અદ્‌ભુત રચના અલૌકિક માયા,
કૃપામય છાયા છે સર્વદા. ૪
તમે સર્વ જાણો હૃદય આશય,
નવ પામે ભય ભક્તજન. ૫
પ્રાણી માત્રનાછો તમે માત—પિતા,
પાપમોચયિતા પાલયિતા. ૬
પ્રાર્થના તમારી કરૂં પ્રાણપતિ,
પ્રેરો પુણ્ય મતિ સત્કર્મની ૭
સત્કર્મથી સર્વ સુખ પ્રાપ્ત થાય,
પ્રભુને મળાય પરલોકે. ૮

૭૯

કૃપાના ભંડાર જીવન આધાર,
કરશો ઉદ્ધાર મારો તમે. ૧

પતિત છું તોએ કરૂણા કરો છો,
પાતક હરો છો પ્રેમ લાવી. ૨
નિયમ તમારા નહિં બદલાય,
ક્રિયા સર્વ થાય યથાન્યાય. ૩
શરણ તમારે આવે જન કોઇ,
પાતકને ધોઇ નાંખો તેનાં. ૪
એવા દયાવાન તમે ભગવાન,
તમારા સમાન નથી કોઇ. ૫
નવ કદિ છોડું તમારૂં શરણ,
કરશો રક્ષણ મારૂં તમે. ૬
માત પિતા મારા ભવબંધ કાપો,
હૃદયમાં છાપો પ્રેમ છાપ. ૭
તમારી ભક્તિમાં કરૂં કાળ ક્ષેપ,
ન પડે વિક્ષેપ એ માગું છું ૮

૯૦

પરમ મંગલ પરમ કૃપાલ,
વિશ્વ પ્રતિપાલ છો સમર્થ. ૧
પવિત્ર મનથી પ્રભુને ઉપાસું,
અતિશે ઉલ્લાસું હૃદયમાં. ૨
હૃદયે અમારે કૃપાથી પધારો,
સઘળા નિવારો વિઘ્ન ભય. ૩
તમારી કૃપાથી કષ્ટ સર્વ જાય,
સત્ય મારાં થાય પાપ ક્ષય. ૪
તમારી કૃપાથી થાય વિઘ્ન લય,
મળે સત્ય જય સત્કાર્યમાં ૫
તમારી કૃપાથી મળે ઇષ્ટ ફલ,

પામે શત્રુ બલ પરાજય. ૬
કૃપાકાન્ત રહો સર્વદા સહાય,
શુભ કાર્ય થાય સર્વ સિદ્ધ. ૭
સમીપ આવીને કરૂં છું વિનય,
દેવ દયા મય દો આશ્રય. ૮

૮૧

સર્વ કર્મ સાક્ષી સૃષ્ટિના નિયંતા,
દેવ દયાવંતા ત્રાતા તમે. ૧
અદ્દભુત ચાતુર્ય સૃષ્ટિમાં જણાય,
વર્ણન ન થાય વાણી થકી. ૨
સાનન્દ આશ્ચર્ય પામે મારૂં મન,
પ્રભુનું સ્તવન કરૂં હર્ષે. ૩
હર્ષ થકી આવું સમીપ તમારે,
પ્રભુ વિના તારે કોણ મને. ૪
મને છે વિશ્રામ તમારોજ સત્ય,
સુચવો સુકૃત્ય સર્વ સ્વામી, ૫
સ્વામી તમે મારા સેવક હું દીન,
તમારે આધિન રહોછું હું. ૬
જેમ તમે રાખો તેમ પ્રભુ રહું,
વિશેષ શું કહું તમને હું. ૭
તાપત્રય મારા કાપો કૃપાકાન્ત,
રાખો તમે શાન્ત ચિત્ત મારૂં. ૮

૮૨

શિવ શાન્ત રૂપ શુભ ગુણ ધારી,
વિશ્વ ઉપકારી કૃપાસિંધુ. ૧

૧. કામાદિક વિકાર.

પતિત હું તોયો કરૂણા કરો છો,
પાતક હરો છો પ્રેમ લાવી. ૨
નિયમ તમારા નહિં બદલાય,
ક્રિયા સર્વ થાય યથાન્યાય. ૩
શરણ તમારે આવે જન કોઇ,
પાતકને ધોઇ નાંખો તેનાં. ૪
એવા દયાવાન તમે ભગવાન,
તમારા સમાન નથી કોઇ. ૫
નાથ કદિ છોડું તમારૂં શરણ,
કરશો રક્ષણ મારૂં તમે. ૬
માત પિતા મારા ભવબંધ કાપો,
હૃદયમાં છાપો પ્રેમ છાપ. ૭
તમારી ભક્તિમાં કરૂં કાળ ક્ષેપ,
ન પડે વિક્ષેપ એ માગું છું ૮

૯૦

પરમ મંગલ પરમ કૃપાલ,
વિશ્વ પ્રતિપાલ છો સમર્થ. ૧
પવિત્ર મનથી પ્રભુને ઉપાસું,
અતિશે ઉલ્લાસું હૃદયમાં. ૨
હૃદયે અમારે કૃપાથી પધારો,
સઘળા નિવારો વિઘ્ન ભય. ૩
તમારી કૃપાથી કષ્ટ સર્વ જાય,
સત્ય મારાં થાય પાપ ક્ષય. ૪
તમારી કૃપાથી થાય વિઘ્ન લય,
મળે સત્ય જય સત્કાર્યમાં ૫
તમારી કૃપાથી મળે ઇષ્ટ ફલ,

ભક્તિ હીન દીન પામર કિંકર, ૮
ધરો મારો કર કૃપાસિંધુ.

૮૪

મંગલ મહાન તમે ભગવાન, ૧
કરો કૃપાદાન નિરંતર.
કરૂણા તમારી વિશ્વમાં વિસ્તારી, ૨
સદા ઉપકારી છે કૃપાલ.
જુઓ છો અમારા પ્રતિદિન દોષ, ૩
તથાપિ ન રોષ કરો કદિ.
અમારૂં હિતાર્થે જેવી રીતે થાય, ૪
રહો છો સહાય તે કાર્યમાં.
તમારી પ્રજાનું ધારીને કલ્યાણ, ૫
કરો છો વિધાન રૂડાં સર્વ.
રૂડાં કાર્ય સર્વ અમારાં કરો છો, ૬
વિપત્તિ હરો છો તમે મારી.
સર્વ શુભ કાર્ય તમારેજ હાથ, ૭
રાખું વિશ્વનાથ એ વિશ્વાસ.
વિશ્વાસ રાખી હું કરૂં છું વંદન, ૮
રહેશો પ્રસન્ન સદા તમે.

૮૫

અનેક બ્રહ્માંડ ધારીને રહ્યાછો, ૧
વિશ્વમાં વસોછો વિશ્વાધીશ.
ગહન તમારી જગત રચના, ૨
ઘટિત યોજના છે સર્વત્ર.
સર્વ નિયમો છે અતિ ઉપકારી, ૩
મનમાં વિચારી જોતાં દિસે.
જડ ચૈતન્યના પાડિ તમે વર્ગ,

કૃપાસિંધુ તમે કરો છો કલ્યાણ,
પાપ પરિત્રાણું સેવકનું. ૨
સેવકની લાજ સદા સ્વામી રાખો,
છેદી તેનાં નાંખો ત્રાપતાપ. ૩
કૃપામૃત સ્રોત સદા વરસે છે,
ભક્તજન લે છે તેનું સુખ. ૪
દૃઢભાવ રાખી તમારૂં ભજન,
કરે ભક્તજન નિષ્ઠાવાન. ૫
સત્યધર્મવાન વિશ્વાસથી રહે,
આશીર્વાદ ગ્રહે ઇશ્વરનો. ૬

૮૩

સૃષ્ટિપ્રસવિતા[1] સર્વના નિયંતા,
વિઘ્ન વિનિહંતા દેવ તમે. ૧
ભૂર્ભુવઃ[2] સ્વર્લોક વ્યાપિને રહો છો,
અર્ચન ગ્રહો છો સેવકોનાં. ૨
જેની જેવી કૃતિ પામે તેવી ગતિ,
નવ થાય ક્ષતિ પુણ્યાત્માની, ૩
પુણ્યપ્રાણી માને તમારા નિયમ,
પાળે નીતિ ધર્મ યથા શાસ્ત્ર. ૪
સૂચવો ચિદાત્મન્ આચરણ શુદ્ધ,
ન કરૂં વિરુદ્ધ કર્મ કાંઇ. ૫
સર્વજ્ઞ આગળ શું કહું વધારે,
તમારે આધારે રહ્યો છું હું. ૬
સારી માઠી કૃતિ તમને વિદિત,
કરશો ઘટિત જાણો જેમ. ૭

---

૧ સૃષ્ટિમાં પ્રકાશ કરનાર. ૨. ત્રણે લોકમાં.

કૃપાસિંધુ તમે કરોછો કલ્યાણ,
પાપ પરિત્રાણ સેવકનું. ૨

સેવકની લાજ સર્વ સ્વામી રાખો,
છેદી તેનાં નાંખો પાપતાપ. ૩

કૃપામૃત સ્રોત સદા વરસે છે,
ભક્તજન લે છે તેનું સુખ. ૪

દૃઢભાવ રાખી તમારૂં ભજન,
કરે ભક્તજન નિષ્ઠાવાન. ૫

સત્યધર્મવાન વિશ્વાસથી રહે,
આશીર્વાદ ગ્રહે ઇશ્વરનો. ૬

૮૩

સૃષ્ટિપ્રસવિતા[1] સર્વના નિયંતા,
વિઘ્ન વિનિહંતા દેવ તમે. ૧

ભૂર્ભુવઃ સ્વર્લોક[2] વ્યાપિને રહો છો,
અર્ચન ગ્રહો છો સેવકોનાં. ૨

જેની જેવી કૃતિ પામે તેવી ગતિ,
નવ થાય ક્ષતિ પુણ્યાત્માની, ૩

પુણ્યપ્રાણી માને તમારા નિયમ,
પાળે નીતિ ધર્મ યથા શાસ્ત્ર. ૪

સૂચવો ચિદાત્મન્ આચરણ શુદ્ધ,
ન કરૂં વિરૂદ્ધ કર્મ કાંઇ. ૫

સર્વજ્ઞ આગળ શું કહું વધારે,
તમારે આધારે રહ્યો છું હું. ૬

સારી માઠી કૃતિ તમને વિદિત,
કરશો ઘટિત જાણો જેમ. ૭

---

૧ સૃષ્ટિમાં પ્રકાશ કરનાર. ૨. ત્રણે લોકમાં.

અમારે સમીપે સદા તું રહે છે, ૨
કૃપાથી ગ્રહે છે સેવા મારી.
શરણે જવાને નવ લાગે ભય, ૩
પ્રભુ તું આશ્રય જો આપે તો.
મસ્તક નમાવી માગું માય બાપ, ૪
સુણ તું વિલાપ સર્વ મારા.
પ્રાણ જાય તો એ ધર્મ નવ તજું, ૫
તમને હું ભજું સાચે ભાવે.
સમર્થ મુકીને અન્ય કોને સેવું; ૬
દુઃખ કોને કે'વું તારા વિના.
પ્રભુ તને કીધો સાચો એક ધણી, ૭
તુંજ પાર્શ્વ મણિ છે અમુલ્ય.
તારા સ્પર્શનથી થાઉં હું કાંચન, ૮
કલુષ લાંછન જાય સર્વે,

૮૮.

સર્વજ્ઞ તમને કહું શું વિસ્તારી, ૧
જાણો તમે મારી મનોવૃત્તિ.
વૃત્તિ સ્વચ્છ થવા કરૂં છું પ્રયત્ન, ૨
તથાપિ તે યત્ન જાય વૃથા.
વિષય વિકારો આવે બહુ આડે, ૩
અવરોધ પાડે સાધનમાં.
તમારી કૃપાથી મારો પરિશ્રમ, ૪
સર્વ ઉપક્રમ થાય સિદ્ધ.
સાધનમાં મને નવ પડે વિઘ્ન, ૫
સદા રહું મગ્ન સત્કર્મમાં.
શિથલ ન પામે ધર્મ અનુષ્ઠાન,

સૃજ્યા સૃષ્ટિ સર્ગ સત્ય તમે. ૪
સર્વ પ્રાણિયોમાં મનુષ્યનો જન્મ,
પાળવા સ્વધર્મ આપ્યો તમે. ૫
સારાસાર વસ્તુ સમજવા જ્ઞાન,
આપ્યું ભગવાન કૃપા કરી. ૬
તમારી શિક્ષાને ઉલ્લંઘીને ચાલે,
નહિ કોઇ કાળે પામે મુક્તિ. ૭
તમારૂં પ્રસન્ન વદન નિહાળે,
ધર્મશિક્ષા પાળે તે પુણ્યાત્મા. ૮

૯૬

અગમ્ય અપાર પ્રભુ નિર્વિકાર,
વિશ્વના આધાર દયા સિંધુ. ૧
સદા હું તમારૂં ધ્યાન ચિત્ત ધારૂં,
કદિ ન વિસારૂં દીનબંધુ. ૨
શુભ મતિ આપો કષ્ટ સર્વ કાપો,
ક્ષમા સર્વ પાપો કરો મારાં. ૩
નમિને ચરણ કરૂં હું સ્મરણ,
રાખશો શરણ દેવ મને. ૪
દાસ હું તમારો મને ન વિસારો,
ભવથી ઉતારો દયાઘના. ૫
તમે શાન્તિસ્થાન કરૂણા નિધાન,
કરશો કલ્યાણ સદા મારૂં. ૬
માત પિતા તમે મિત્ર બંધુ તમે,
ધન દ્રવ્ય તમે મારા દેવ. ૭
જપિ શુભ નામ કરૂં હું પ્રણામ.
પુરો રૂડાં કામ કૃપાસિંધુ. ૮

૯૭

કરૂં છું પ્રયત્ન પ્રભુને આધારે,

તમે છો અનાદિ નિત્ય નિરાકાર, ૨
સર્વના આધાર શુદ્ધ સત્ય.
અજ્ઞાન હું પ્રાણી વદું નમ્ર વાણી, ૩
તમે હવે જાણી વૃત્તિ મારી.
તમારૂં સૌંદર્ય પ્રસર્યું સર્વત્ર, ૪
નવ હાલે પત્ર આજ્ઞા વિના.
કીધા ઉપકાર અદ્યાપિ પર્યંત, ૫
રહું છું નિશ્ચિંત હવે પણ.
કદિ નવ પામું અસહ્ય સંકષ્ટ, ૬
નવ થાઉં ભ્રષ્ટ ધર્મથી હું [2]
ધર્મ માર્ગ દીસે આરંભે દુષ્કર, ૭
પણ શ્રેયસ્કર [3] થાય અંતે.
માટે પ્રભુ મને આપી ધર્મ બલ, ૮
કરશો સફલ યત્ન મારાં.

૮૧

જપું પ્રભુ નામ પરમ મંગલ, ૧
આપો ધર્મબલ પરબ્રહ્મ.
હૃદય આશય જાણો છો સકલ, ૨
આપો ધર્મબલ પરબ્રહ્મ.
અપરાધ મારા થાય પળ પળ, ૩
આપો ધર્મબલ પરબ્રહ્મ.
રહો વિરાજિત હૃદય કમલ, ૪
આપો ધર્મબલ પરબ્રહ્મ.
મનોવૃત્તિ મારી કરશો નિર્મલ, ૫
આપો ધર્મબલ પરબ્રહ્મ.

---

૨. કઠણ. ૩. સુખકર.

સકલ નિધાન થાય પણ. ૬
સત્યનું દર્શન થાય મને નાથ,
નવ છોડું સાથ તમારો હું. ૭
તમારી કૃપાથી મન થાય શાન્ત,
જાય સર્વ ધ્વાંત અજ્ઞાનનું. ૮

૮૯

અધમ અભાગી પામર પતિત,
નથિ થયું ચિત્ત શુદ્ધ મારૂં. ૧
કદિ મેં તમારી નથિ કીધી ભક્તિ,
થાય કેમ મુક્તિ મારી નાથ. ૨
નવ મને સૂઝે પ્રભુ એકે આરો,
તમે પ્રભુ તારો તો હું તરૂં. ૩
દયા કરશો તો દુસ્તર સંસાર,
તરી પેલે પાર જઇ શકું. ૪
આપ્યોછે કૃપાથી મને નરદેહ,
એજ સત્ય સ્નેહ છે તમારો. ૫
હજી નથી વીત્યો શુભ અવસર,
તમે વિશ્વંભર ધરો કર. ૬
કર ગ્રહી મને આપો ધર્મ બલ,
કરશો ઉજ્વલ મન મારૂં. ૭
અધમોદ્ધારણ[૧] નામ તમે ધારો, ૮
પ્રભુ મને તારો હું તમારો. ૯

૯૦

ઐહિકામુષ્મિક[૧] સુખ શાન્તિ સ્થાન,
મંગલ નિધાન ભગવાન. ૧

૧. અધમને ઉદ્ધારનાર. ૧. આ લોકનું અને પરલોકનું.

ભળો સત્યં.

૯૩

માયબાપ મારે તમારો આધાર,
દીનનો ઉચ્ચાર સુણો તમે.
પાપાચરણમાં થયોછું પ્રવૃત્ત, ૨
નહિ ધર્મવ્રત ધાર્યું કદી.
પ્રશ્ન પુછશો તો એજ હું ઉત્તર, ૩
દઉં માવિતર તમને હું.
પાપકર્મ મારાં કરૂંછું સ્વીકાર, ૪
કરશો ઉદ્ધાર મારો તમે.
દંડ જો દેશો તો નહિ કાંઉં દોષ, ૫
માનીને સંતોષ ભોગવું હું.
શિક્ષા ભોગવીને થાઉં પરિશુદ્ધ, ૬
નવ થાઉં બદ્ધ પાતકથી.
પ્રભુપાદ પદ્મે મુકુંછું મસ્તક, ૭
તમારે હસ્તક છે સર્વસ્વ.
ધર્માચરણમાં રહે સદા વૃત્તિ, ૮
એવી પુણ્યમતિ પ્રેરો તમે.

૯૪

હવે ક્યાં હું જાઉં વળગ્યો તમને, ૧
નવ રાખો મને દૂર દેવ.
જેવો તેવો તોયે કેવાયો તમારો, ૨
તમે નહિ તારો તો ક્યાં જાઉં?
વચન તમારૂં સિદ્ધ કરી નાથ, ૩
ધરી મારો હાથ રાખો પાસ.
પાસ રાખી મને સૂચવો સુશિક્ષા, ૪
આપો ધર્મદિક્ષા ગુરૂ તમે.

રૂડા મનોરથ કરશો સફલ,
આપો ધર્મબલ પરબ્રહ્મ. ૬
સર્વ પ્રાણિયોને રાખશો કુશલ,
આપો ધર્મબલ પરબ્રહ્મ ૭
આપો અવિરત કૃપામૃતજલ,
આપો ધર્મબલ પરબ્રહ્મ. ૮

૯૨

શરણ તમારે પડયો પરબ્રહ્મ,
જાણો સર્વ કર્મ મારાં તમે. ૧
શુભાશુભ ગતિ તમારેજ હાથ,
કરો જેમ નાથ ઘટે તેમ. ૨
[1]શિક્ષાને હું પાત્ર થયો છું તથાપિ,
માગું છું હું માફી માય બાપ. ૩
જેવું કામ કરૂં તેવું ફળ મળે,
ટાળ્યા નહિ ટળે કર્મ ભોગ. ૪
તથાપિ તમારો મને છે વિશ્વાસ,
નહિ પામું ત્રાસ પરલોકે. ૫
શાસન જો મને પ્રભુ ઘટે દેવું,
સહિ સકું તેવું દેશો દેવ. ૬
દેવ દયાર્ણવ રાખો દયા દૃષ્ટિ,
કૃપાજલ વૃષ્ટિ કરો સદા. ૭
દુષ્ટ વાસનાઓ કરવા નિર્મૂલ,
સર્વ અનુકુલ દ્યો સાધન. ૮
સાધન સંપત્તિ પ્રાપ્ત થાય જયારે,
જઇ સકું ત્યારે પ્રભુ દ્વારે. ૯
માટે પ્રભુ આપો સાધનનું બલ,

---

૧. શિક્ષા.

રહેશો સહાય સદા કાલ. ૧
કાલચક્ર માથે ફરે છે ભ્રમણ,
રાખું તે સ્મરણ હૃદયમાં. ૨
હૃદય પધારો પરમ કૃપાલ,
કરો પ્રતિપાલ પરબ્રહ્મ. ૩
બ્રહ્મ આરાધન ભજન સ્તવન,
મુક્તિનું સાધન એજ સત્ય. ૪
સત્ય ધર્મ માર્ગ પ્રભુ દરસાવો,
સદા વરસાવો કૃપાવારી. ૫
કૃપામૃત ધારા ન પામે વિરામ,
કરીને પ્રણામ એ માગું છું. ૬
માગું દિવ્ય મતિ આપો વિશ્વપતિ,
કરો આત્મોન્નતિ દેવ મારી. ૭
મારી આ વિનંતિ સુણી માયબાપ,
કરો ક્ષમા પાપ સર્વ મારાં. ૮

૯૭

અખંડિત શક્તિ— યુક્ત ભગવંત,
પૂર્ણ ક્ષમાવંત કૃપાર્ણવ. ૧
સકલ બ્રહ્માંડે વિરાજી રહ્યા છો,
અર્ચના ગૃહો છો પુણ્યાત્માની. ૨
મસ્તક નમાવી વંદું વિશ્વરાય,
રહેશો સહાય સેવકને. ૩
વિસ્તારીને શું હું કહું કૃપાકાન્ત,
નથી થતું શાન્ત મન મારૂં. ૪
શુદ્ધ ભાવનાથી પ્રભુ ન[1] ભજાય,
આણે અંતરાય એપણાઓ. ૫

૧. ઇચ્છાઓ.

ગુરૂ છો પ્રભુ છો   સત્ય તમે મારા,
પામું તવ દ્વારા   સત્ય જ્ઞાન. ૫
તમારો પલ્લવ   નવ છોડું નાથ,
તમારેજ હાથ   છે ઉપાય. ૬
તમારી સેવામાં   અને પ્રભુરાય,
કદિ અંતરાય   પડે નહિ. ૭
રહે તવ પદ   મારૂં દૃઢ મન,
કરીને નમન   એ માગું છું. ૮

૯૫

પ્રભુ ક્યાં હું જાઉં   કોને પ્રત્યે ધાઉં,
સ્તુતિ કોની ગાઉં   તારા વિના? ૧
સર્વત્ર પ્રભુ તું   સર્વત્ર વ્યાપક,
સર્વનો પાલક   છે તું સત્ય. ૨
સાંસારિક સ્વામિ   નવ આપે દાન,
વિના લીધે કામ   સેવકને. ૩
પરંતુ પ્રભુ તું   પરમ ઉદાર,
કરે ઉપકાર   સેવા વિના. ૪
દુરિત તું મારાં   પ્રત્યક્ષ દેખે છે,
તથાપિ કરે છે   તું પાલન. ૫
મારા તુલ્ય નથી   કોઇ પાપકારી,
નથી પાપહારી   તારા તુલ્ય. ૬
ધન્ય તારી શાન્તિ   ધન્ય તારી ક્ષમા.
કદિ ન ઉપમા   થાય તારી. ૭
પતિતપાવન   સત્ય તારૂં નામ,
કરૂં છું પ્રણામ   સાષ્ટાંગ હું. ૮

૯૬

જય જગરાય   લાગું છું હું પાય,

રહેશો સહાય સદા કાલ. ૧
કાલચક્ર માથે ફરે છે ભ્રમણ,
રાખું તે સ્મરણ હૃદયમાં. ૨
હૃદય પધારો પરમ કૃપાલ,
કરો પ્રતિપાલ પરબ્રહ્મ. ૩
બ્રહ્મ આરાધન ભજન સ્તવન,
મુક્તિનું સાધન એજ સત્ય. ૪
સત્ય ધર્મ માર્ગ પ્રભુ દરસાવો,
સદા વરસાવો કૃપાવારી. ૫
કૃપામૃત ધારા ન પામે વિરામ,
કરીને પ્રણામ એ માગું છું. ૬
માગું દિવ્ય મતિ આપો વિશ્વપતિ,
કરો આત્મોન્નતિ દેવ મારી. ૭
મારી આ વિનંતિ સુણી માયબાપ,
કરો ક્ષમા પાપ સર્વ મારાં. ૮

૯૭

અખંડિત શક્તિ— યુક્ત ભગવંત,
પૂર્ણ ક્ષમાવંત કૃપાર્ણવ. ૧
સકલ બ્રહ્માંડે વિરાજી રહ્યા છો,
અર્ચના ગૃહો છો પુણ્યાત્માની. ૨
મસ્તક નમાવી વંદું વિશ્વરાય,
રહેશો સહાય સેવકને. ૩
વિસ્તારીને શું હું કહું કૃપાકાન્ત,
નથી થતું શાન્ત મન મારૂં. ૪
શુદ્ધ ભાવનાથી પ્રભુ ન ભજાય,
આણે અંતરાય એષણાઓ[1]. ૫

---

૧. ઇચ્છાઓ.

માટે વારંવાર કરૂં પ્રણિપત,
સત્ય ધર્મવ્રત પ્રેરો મને. ૬
દુષ્ટ વાસનાઓ સર્વે છૂટી જાય,
મનોવૃત્તિ થાય શુદ્ધ મારી. ૭
તમારે પાલવે પડ્યો પ્રાણનાથ,
નહિ મારો હાથ તરછોડો. ૮

૯૮

તમને વધુ શું કહું કૃપામય,
જાણો હૃદાશય મારો સર્વ. ૧
સર્વ વાતે મારે તમારો આધાર,
કરશો સંહાર સંકટનો. ૨
સંકટ સમય નવ પામું ત્રાસ,
રાખું હું વિશ્વાસ વિશ્વેશનો. ૩
વિશ્વેશ તમે જો રહેશો સહાય,
સર્વ સિદ્ધ થાય મનોરથ. ૪
મનોરથ દાતા દયાના ભંડાર,
તમે બેડો પાર મૂકો મારો. ૫
મારો મુખ્ય ધર્મ કદિ હું ન છોડું,
સદા પ્રીતિ જોડું પ્રભુ સાથે. ૬
પ્રભુ સાથે રાખી કરૂં ધર્મ કાર્ય,
સહું અનિવાર્ય વિપત્તિને. ૭
વિપત્તિ સમયે ધારજ હું ધારૂં,
કદિ ન વિસારૂં તમને હું. ૮

૯૯

કરૂણાસાગર સ્મરૂં તવ નામ,
કરૂં છું પ્રણામ તમને હું. ૧
તમારી સેવામાં રહું હું સંલગ્ન,

२
લબ્ધ થાય મગ્ન ભક્તિ ભાવ.
ભક્તિ એજ મુખ્ય ધર્મનું છે તત્વ, ૩
સર્વ શાસ્ત્ર તત્વ રહ્યું તેમાં.
તમારી કૃપાનો કરૂં શું વિસ્તાર, ૪
ચાલે ન વિચાર- શક્તિ મારી.
પ્રત્યેક પ્રાણીનું પોષણ સાહિત્ય, ૫
કરી મૂક્યું સિદ્ધ પ્રથમથી.
ઉદારપણાનું સ્પષ્ટ છે પ્રમાણ, ૬
વધું શું વખાણ કરૂં તેનું.
દયાનું દ્રષ્ટાંત દેખાય પ્રત્યક્ષ, ૭
તથાપિ દુર્લક્ષ થાય તેનો.
માત તાત માનું તમારો હું પ્રેમ, ૮
રહું તમે જેમ રાખો મને.

૧૦૦

તમે સર્વ સાક્ષી સર્વથી વરિષ્ઠ, ૧
હરશો અરિષ્ટ મારાં સર્વ.
કૃતઘ્ની તથાપિ તમે કૃપાઘન, ૨
કરો છો પાલન મારૂં નિત્ય.
તમારે પલ્લવ પડયોછું હું બાલ, ૩
સર્વદા સંભાલ લેશો મારી.
તમારો આશ્રય કદિ નવ તજું, ૪
તમને હું ભજું ભાવથકી.
ભાવયુક્ત ભક્તિ થાય અંગિકાર, ૫
સર્વ ધર્મ સાર છે એ સત્ય.
સત્ય જ્ઞાન દાન આપિ ભગવાન, ૬
સૂચવો વિધાન સાદ્ધર્મનું.
વરદાથી હસ્ત મૂકો મારે શીષ,

અભય આશીષ આપો મને. ૭
ધર્મ અનુષ્ઠાન કરૂં સદાહિત,
જાણિ સન્નિહિત તમને હું. ૮

૧૦૧

પરમ દયાલ પ્રભુ પ્રાણપતિ,
પ્રેરો શુદ્ધ મતિ અને સદા. ૧
સદા હું તમારા ગુણને વિચારૂં,
કદિ ન વિસારૂં તમને હું. ૨
તમે દેવ સત્ય સગુણ સમર્થ,
પૂર્ણ કરો અર્થ રૂડા સર્વ. ૩
સર્વ જીવને છે તમારો આધાર,
કૃપાના ભંડાર કરો કૃપા. ૪
કૃપા જલધારા સદા વરસે છે,
ગ્રહણ કરે છે ભક્તિમાન. ૫
ભક્તિ વિના કૃપા-પાત્ર ન થવાય,
નિયમ જણાય એજ સત્ય. ૬
સત્ય પ્રેમભક્તિ કૃપા કરિ આપો,
પાપ નવ માપો આરાં નાથ. ૭
નાથ હું તમારો ધરૂં છું આધાર,
ઉતારશો પાર સંસારથી. ૮

૧૦૨

વિશ્વજનની તું અમે તારાં બાલ,
કરે છે સંભાલ બાલકોની. ૧
બાલક અજ્ઞાન નથી મને ભાન,
માગુ નિત્યદાન કૃપાનું હું. ૨
માતા નવ મૂકે બાલક વછુટું,
નવ પાડે છૂટું પોતાનાથી. ૩

માતૃ સુખ દેખી  બાલક હર્ખાય, ૪
ધાઈ ધાઈ જાય  માતા પાસે.
માતાપાસરાખી  લડાવે છે લાડ, ૫
તેના તે શું પાડ  વાળે બાલ.
માતતાત જાણે  બાલકનું દુઃખ, ૬
આપે સદા સુખ  જેવું ઘટે.
સત્ય દેવ તારો  રાખું છું વિશ્વાસ, ૭
કરૂં સહવાસ  સદા તારો.
તારો હું દયાલ  તારો રે કૃપાલ, ૮
તારો ખરો વા'લ  ન વીસારૂં.

૧૦૩

પરમ કૃપાલ  વિશ્વપ્રતિપાલ, ૧
તમને ત્રિકાલ  વંદું બાલ.
બાલ હું અજ્ઞાન  નથી નિજ ભાન, ૨
આપો દિવ્ય જ્ઞાન  દયાઘન.
દયા વિના નથી  નાથ મારિ ગતિ, ૩
પ્રેરો શુધ્ધમતિ  પ્રાણપતિ.
પ્રાણપતિ ધારૂં  સ્મરણ તમારૂં, ૪
કરો સર્વ સારૂં  તમે મારૂં.
મારૂં હિતાહિત  તમને વિદિત, ૫
તમે સદોદિત  રાખો પ્રીત.
પ્રીતિ પુષ્પહાર  અર્પું વારવાર, ૬
કરો અંગિકાર  વિશ્વાધાર.
વિશ્વના આધાર  આવિ તવ દ્વાર, ૭
માનું ઉપકાર  તમારા હું.
કૃપાદ્દષ્ટિ કરો  પાપ સર્વ હરો, ૮
પ્રેમભક્તિ ભરો  હૃદયમાં.

અભય આશીષ આપો મને. ૭
ધર્મ અનુષ્ઠાન કરૂં સદાહિત,
જાણિ સન્નિહિત તમને હું. ૮

૧૦૧

પરમ દયાલ પ્રભુ પ્રાણપતિ,
પ્રેરો શુદ્ધ મતિ મને સદા. ૧
સદા હું તમારા ગુણને વિચારૂં,
કદિ ન વિસારૂં તમને હું. ૨
તમે દેવ સત્ય અગુણ સમર્થ,
પૂર્ણ કરો અર્થ રૂડા સર્વ. ૩
સર્વ જીવને છે તમારો આધાર,
કૃપાના ભંડાર કરો કૃપા. ૪
કૃપા જલધારા સદા વરસે છે,
ગ્રહણ કરે છે ભક્તિમાન. ૫
ભક્તિ વિના કૃપા-પાત્ર ન થવાય,
નિયમ જણાય એજ સત્ય. ૬
સત્ય પ્રેમભક્તિ કૃપા કરિ આપો,
પાપ નવ આપો મારાં નાથ. ૭
નાથ હું તમારો ધરૂં છું આધાર,
ઉતારશો પાર સંસારથી. ૮

૧૦૨

વિશ્વજનની તું અમે તારાં બાલ,
કરે છે સંભાલ બાલકોની. ૧
બાલક અજ્ઞાન નથી મને ભાન,
માગુ નિત્યદાન કૃપાનું હું. ૨
માતા નવ મૂકે બાલક વછુટું,
નવ પાડે છુટું પોતાનાથી. ૩

મંગલ ઉદ્દેશ પ્રભુ છે તમારો, ૬
દયાગુણ ધારો દેવ તમે.
તમને વિદિત સર્વ મારી વાત, ૭
તમે માત તાત તારો મને.
તારો પ્રભુ તારો સંકટ નિવારો, ૮
દાસ છું તમારો દયાનિધિ.

૧૦૬

આશ્રય તમારો પ્રભુ મને ભારે, ૧
આવું તવ દ્વારે વારે વારે.
પામર પતિત અજ્ઞાનિ હું દીન, ૨
તમારે આધીન છે સર્વસ્વ.
મારા અવગુણ જાણો તમે સર્વ, ૩
કેયમ ચાલે ગર્વ તમ પાસે.
દાસ જાણી મને પ્રભુ દયા નિભાવી, ૪
દયા ચિત્ત લાવી દેવ મારી.
અંતર શુદ્ધિનો સુચવો ઉપાય, ૫
રહેશો સહાય સદા મારે.
ષડ્‌રિપુ અમને પીડે છે અત્યંત, ૬
આપો ભગવંત ધર્મબલ.
નિગ્રહ કરીને શુદ્ધ ચિત્ત થાઉં, ૭
સન્નિધ હું આવું તમારે હું.
સદા હું તમારી ભકિતમાં વિરામું, ૮
આનંદ હું પામું સદાકાલ.

૧૦૭

નિકટ છો નાથ દેખું ન તથાપિ, ૧
કેવો મહાપાપી અધમ હું.
વધુ શું તમને કહું કૃપામય,

૧૦૪

કૃપાથી કરો છો સિદ્ધ શુભ કામ,
કરૂં છું પ્રણામ તમને હું. ૨
પ્રેમ ભાવ રાખી કરોછો પ્રસાદ,
વદું ધન્યવાદ વિશ્વનાથ.
અતિ ઉપકાર કિંઆ ને કરોછો,
વિપત્તિ હરોછો સર્વ મારી. ૩
કૃપાલુ તમારૂં હેત છે અપાર,
ન થાય વિસ્તાર વાણીથકી. ૪
અયાચિત મારી વાંછાઓ સકલ,
કરોછો સફલ તમે દેવ. ૫
ગુણ ગણવાને નવ ચાલે વાણી,
જોડી બેહુ પાણી પ્રણમું હું. ૬
સર્વ કુટુમ્બીને આપો ધર્મવૃત્તિ,
કરો આત્મોન્નતિ દયાસિંધુ. ૭
દયાસિંધુ દેવ અધમોદ્ધારણ,
પાલન પોષણ કરો મારૂં. ૮

૧૦૫

સત્ય ચિદાનંદ બ્રહ્મ પદ વંદું,
ભક્તિમાં આનંદું સર્વ કાલ. ૧
સૃષ્ટિ સર્ગ સર્વ પ્રભુ તમે ધારો,
કરો ઉપકારો કૃપાકાન્ત. ૨
જીવ જીવનાર્થે સૃજ્યાં અન્ન જલ,
પત્ર પુષ્પ ફૂલ તમે સર્વ. ૨
પાલન પોષણ કરો પ્રાણનાથ,
તમારેજ હાથ છે સર્વસ્વ. ૩
જાણો જગદીશ જીવના આશય,
આપશો અભય ભગવંત. ૪

મંગલ ઉદ્દેશ પ્રભુ છે તમારો, ૬
દયાગુણ ધારો દેવ તમે.
તમને વિદિત સર્વ મારી વાત, ૭
તમે માત તાત તારો મને.
તારો પ્રભુ તારો સંકટ નિવારો, ૮
દાસ છું તમારો દયાનિધિ.

૧૦૬

આશ્રય તમારો પ્રભુ મને ભારે, ૧
આવું તવ દ્વારે વારે વારે.
પામર પતિત અજ્ઞાનિ હું દીન, ૨
તમારે આધીન છે સર્વસ્વ.
મારા અવગુણ જાણો તમે સર્વ, ૩
કયમ ચાલે ગર્વ તમ પાસે.
દાસ જાણી મને પ્રભુ દયા નિભાવી, ૪
દયા ચિત્ત લાવી દેવ મારી.
અંતર શુદ્ધિનો સુચવો ઉપાય, ૫
રહેશો સહાય સદા મારે.
ષડ્‌રિપુ અમને પીડે છે અત્યંત, ૬
આપો ભગવંત ધર્મબલ.
નિગ્રહ કરીને શુદ્ધ ચિત્ત થાઉં, ૭
સન્નિધ હું આવું તમારે હું.
સદા હું તમારી ભક્તિમાં વિરામું, ૮
આનંદ હું પામું સદાકાલ.

૧૦૭

નિકટ છો નાથ દેખું ન તથાપિ, ૧
કેવો મહાપાપી અધમ હું.
વધુ શું તમને કહું કૃપામય,

પાતક પ્રલય કરો મારૂં, ૨
વિનતિ તમને કરૂં વિશ્વંભર,
ખોલો પટાન્તર કૃપા કરી. ૩
કૃપામય કાન્તિ નિરખું નિરન્તર,
ન રહે અંતર વ્યવધાન. ૪
આજ્ઞાની હું મૂઠ ભરૂં મોટી બાથ,
તમે વિશ્વનાથ સાહો હાથ. ૫
હાથ દીધા વિના આવી ન સકાય,
સઘળા ઉપાય મિથ્યા જાય. ૬
અતુલ કૃપાની આશા રાખી ભારે,
આવ્યો પ્રભુ દ્વારે દોડીને હું. ૭
પ્રભુ નહિ કરો આશા મારી ભંગ,
તમારો પ્રસંગ રહે સદા. ૮

૧૦૮

વિભુ વિશ્વંભર આવિ તવ દ્વાર,
કરૂં હું પોકાર વારંવાર. ૧
સુણો વિશ્વપતિ મારી આ વિજ્ઞપ્તિ,
કરૂં યથામતિ તમને હું. ૨
પરમ કૃપાથી જુવો મારા સામું,
હૃદયમાં પામું આનંદ હું. ૩
પ્રભુ મને આપો સાધન સંપત્તિ,
ન થાય મુક્તિ ભક્તિ વિના. ૪
ભૂત દયા એજ ભક્તિનું સાધન,
શ્રેષ્ઠ આરાધન પ્રભુનું એ. ૫
કાયિક વાચિક માનસિક પાપ,
કરો માયબાપ ક્ષમા સર્વ. ૬
તમે સર્વાધાર તમે સર્વસાર,

૭

આપું ઉપહાર પ્રેમના હું,
પ્રેમભાવથી હું કરૂં છું પ્રણામ, ૮
પૂર્ણ કરો કામ રૂડાં સર્વ.

૧૦૯

અનાદિ અનંત તમે ભગવંત, ૧
પૂર્ણ ક્ષમાવંત છો કૃપાલ.
અનેક સૃષ્ટિમાં મનુષ્યનો જન્મ, ૨
કિધો છે ઉત્તમ કૃપા કરી.
ઊત્તમાધિકાર તેને તમે આપો, ૩
વિવેકને સ્થાપો તેમાં તમે.
તેને અનુસારે ચાલિ ભગવાન, ૪
વૃત્તિયો સમાન રાખું મારી.
કરૂં સર્વકાલ સજ્જનનો સંગ, ૫
નવ કરૂં ભંગ વ્રત મારૂં.
સર્વ જન સાથે મિત્રતાથી ચાલું, ૬
તમને નિહાળું સર્વ સ્થળે.
માન અપમાન માનું હું સમાન, ૭
રાખું અભિમાન ધર્મનું હું.
પ્રભુ મને આપો દૃઢ ભક્તિભાવ, ૮
કોમલ સ્વભાવ કરો મારો.

૧૧૦

મનુષ્યનો દેહ દુર્લભ ઉત્તમ, ૧
કરવા સુકર્મ આપ્યો દેવે.
પૂરી ચાતુરીથી કીધો દેહયંત્ર, ૨
ભાસે સર્વ તંત્ર ચમત્કારી.
પ્રત્યેક ઈંદ્રિયો કિધિ છે સ્થાપન, ૩
કરવા સાધન યથાશાસ્ત્ર.

શાસ્ત્રમાં બતાવ્યો તેનો ઊપયોગ,
કરવાને ભોગ ધર્મયુકત. ૪
સમજવા સારૂ વસ્તુ સારાસાર,
વિવેક વિચાર આપ્યો ઇશે. ૫
ધર્મયુકત કરે સર્વ વ્યવહાર,
તરે તે સંસાર- સાગરથી. ૬
ધર્મ વિધિ મૂકી ચાલે વિપરીત,
નવ થાય હિત તેનું કદી. ૭
જેની જેવી કૃતિ તેને તેવી ગતિ,
આપે વિશ્વપતિ એ સિદ્ધાંત. ૮

૧૧૧

સમીપ આવિને પ્રભુ પાય લાગું,
સત્ય ધર્મ માગું મહારાજ. ૧
કૃપાજલની હું રાખું અભિલાષા,
પુરો સર્વ આશા મારી નાથ. ૨
સત્ય વ્રત ધારૂં પ્રભુ ન વિસારૂં,
મનમાં વિચારૂં વિવેકથી. ૩
વિવેક વિહીન પશુતુલ્ય જન,
વ્યર્થ છે જીવન તે પ્રાણીનું. ૪
સારાસાર જ્ઞાન આપ્યું પ્રભુ તમે,
તમને ન ગમે અવિવેક. ૫
વિવેકથી ચાલું ધર્મશિક્ષા પાળું,
જન્મ મારો ગાળું સત્કર્મમાં. ૬
પર દ્રવ્ય ધન લોષ્ટસમ જાણું,
પરનારી માનું માતા સમ. ૭
સર્વ મનુષ્યને જાણું બંધુવત,
એવું શુદ્ધ વ્રત આપો મને. ૮

૧૧૨

પાંપતાંપહારી જનસુખકારી, ૧
પૂર્ણ ઉપકારી પરબ્રહ્મ.
તમારો નિવાસ દેખું સર્વ સ્થલ, ૨
વહે પ્રેમજલ ધારા નિત્ય.
પ્રેમજલ ધારા લહે પુણ્યશાલી, ૩
નવ જાય ખાલી ઇચ્છા તેની.
નાશ કરી મારા અધર્મ સંસ્કાર, ૪
સૂચવો વિચાર સર્વ સારા.
સારાસાર વસ્તુ સમજવા જ્ઞાન, ૫
આપ્યું ભગવાન મને તમે.
વિવેકથી કરૂં તેનો ઉપયોગ, ૬
રાખી શુદ્ધ યોગ પ્રભુ સાથે.
વાચ્યજ્ઞાનથકી નહિ પ્રભુ મળે, ૭
ક્લેશ નહિ ટળે ત્રિવિધના.
લક્ષ્યજ્ઞાન મને રખાવો અચલ, ૮
સત્યધર્મબલ આપો મને.

૧૧૩

અવિહિત કર્મ જ્યારે નવ થાય, ૧
સુચિન્હ જણાય ઉન્નતિનાં.
દુરિત સંકલ્પ સર્વ છૂટી જાય, ૨
ત્યારેજ જવાય સંનિધિમાં.
વિકારોનું બલ પડે જ્યારે મંદ, ૩
સર્વ દુષ્ટ છંદ છૂટે જ્યારે,
ત્યારે મને થાય તમારાં દર્શન, ૪
એમ મારૂં મન પૂરે સાખ્ય.
જાણું છું તથાપિ મન છે ચંચલ,

વિવેકનું બલ કેવું નથી. ૫
જગતના લોક જુવે બાહ્ય કૃતિ,
અંતરની વૃત્તિ જાણો તમે. ૬
શુભ કર્મ સારાં પામે નિત્ય વૃદ્ધિ,
અધ્યાત્મ સમૃદ્ધિ મળે સને. ૭
પાપવાસનાનો સર્વ નાશ પામે,
વૃત્તિઓ વિરામે તત્પદમાં. ૮

૧૧૪

અદ્વિતીય બ્રહ્મ પરમ મંગલ,
કરો છો સફલ શુભ કર્મ. ૧
સર્વ શુભ કાર્યે તમારા સંકેત,
રાખો સદા હેત પ્રાણી પ્રતે. ૨
ધન્ય પ્રાણી તેજ રૂડી રીતે ચાલે,
પ્રીતિ થકી પાળે ધર્મશિક્ષા.
ધર્મ શિક્ષા સર્વ શાસ્ત્રમાં છે એક,
કર્યો છે વિવેક વિચારથી. ૪
વિચાર સહિત ધર્મ ઉપદેશ,
ઈશ્વરી આદેશ છે નિશ્ચય. ૫
ઈશ્વરની આજ્ઞા પ્રીતિથી જે પાળે,
તેને નહિ ટાળે તે દયાલ. ૬
ઈશ્વરી નિયમ એજ છે નિશ્ચય,
પામે છે અભય ભક્ત જન. ૭
માગું સર્વ કાલ ભકત જનસંગ,
એજ છે ઉમંગ અને પ્રભુ. ૮

૧૧૫

જય જય દેવ જય શુભકારી,
કરૂં છું તમારી ઉપાસના. ૧

સર્વ કાલ જાણું  પ્રભુ પ્રણિધાન, ૨
ભક્તિ સુધાપાન  કરૂં નિત્ય.
નિત્ય હું પ્રભુને  નમિ પાય લાગું, ૩
પાપ ક્ષમા માગું  કૃપા કરો.
કરૂણાસાગર  કરશો પાવન, ૪
મુક્તિનું સાધન  દેશો મને.
જન હિતકારી  કરૂં શુભ કર્મ, ૫
જાણિ નિજ ધર્મ  સત્યે મારો.
સત્ય માર્ગ મને  સદોદીત દાખો, ૬
કૃપા કરી રાખો  લજ્જા મારી.
જનનિ સમાન  કરો છો પાલન, ૭
વિશ્વનું જીવન  સત્ય તમે.
સેતુ રૂપ સર્વ  સૃષ્ટિના આધાર, ૮
નમું વારંવાર  સાષ્ટાંગે હું.

૧૧૬

પ્રણત વત્સલ  પ્રેમના ભંડાર, ૧
ભક્તના આધાર  માત્ર તમે.
તમે મને આપ્યું  વિવેકનું જ્ઞાન, ૨
રાખી તેનું ભાન  ચાલું સદા.
નિયમ તમારા  સર્વ જો પળાય, ૩
અતિ શીઘ્ર થાય  અભ્યુદય.
નેત્રથકી કરૂં  સૃષ્ટિની નિરીક્ષા, ૪
સુણું શુભ શિક્ષા  શ્રવણથી.
મુખથી ન વદું  અનૃત વચન, ૫
સદા રાખું મન  વશ મારૂં.
વશ રહે જેના  ઇંદ્રિય વ્યાપાર, ૬
તેને ન લગાર  લાગે ભય.

ધન્ય એવા સાધુ-પુરૂષનો જન્મ,
જેનાં સર્વ કર્મ છે અનિંદ્ય. ૭
શુભ કર્મ બને વિશ્વ તરી જાય,
મહિમા ગવાય જગતમાં. ૮

૧૧૭

અનન્ય ભાવેથી ભજી તને દેવા,
કરૂં તારી સેવા શુદ્ધ ભાવે. ૧
નિત્ય આરાધન કરિને હું તારૂં,
સત્ય જ્ઞાન ધારૂં સત્કર્મનું. ૨
સત્યાસત્યનો હું કરિને વિવેક,
જાણું દેવ એક સત્ય તને. ૩
સત્ય એજ પુણ્ય પર ઉપકાર,
પર અપકાર એજ પાપ. ૪
મહર્ષિ જનોએ કરિને વિચાર,
કાઢ્યો શાસ્ત્ર સાર એજ સત્ય. ૫
શાસ્ત્ર અનુસારે કરૂં હું વર્તન,
ધર્મનાં વચન પાળું પ્રીતે. ૬
નવ કોઇ સાથે રાખું વૈરભાવ,
સરલ સ્વભાવ ધારૂં સદા. ૭

૧૧૮

ગાઉં હું તમારૂં પ્રભુ શુભ નામ,
કરૂં છું પ્રણામ પ્રેમ ભાવે. ૧
પ્રભુ મને આપો પદ અવિચલ,
કરશો સફલ વાંછા મારી. ૨
વિનતિ કરીને કહું કૃપાધન,
પાતક દહન કરો મારાં. ૩
નિત્ય હુ તમારા પુણ્ય પથે ચાલું,

શિક્ષા સર્વ પાળું તમારી હું. ૪
એવિ રૂડિ મતિ પ્રભુ મને દેશો,
લક્ષ વિષે લેશો, આ વિનંતિ. ૫
પ્રણુત જનોનું ક્ષણુ પ્રતિક્ષણુ,
કરો છો રક્ષણુ કૃપાનિધિ. ૬
સંકટ અમારાં સઘળાં નિવારો,
દીન જન તારો સચ્ચિદ્દઘન. ૭
પ્રેમ ભક્તિ ભાવે વંદું મહારાજ,
રાખો મારી લાજ જગદીશ. ૮

૧૧૯

જગત પિતા હું કરૂં તને લાડ,
માનું બહુ પાડ તમારો હું. ૧
તમારો હું સત્ય રાખું છું વિશ્વાસ,
જાણિ નિજ દાસ તારો દેવ. ૨
દેવ મને દેશો તમારૂં દર્શન,
કરશો દહન પાપ કૃત્ય. ૩
પાપ કૃત્ય મારાં તમને વિદિત,
સર્વ મારૂં હિત, નાથ હાથ. ૪
હાથ ગ્રહિ મારો કષ્ટ તમે હરો,
દયાદૃષ્ટિ કરો તમે સદા. ૫
સદા હું તમારા નીમ પ્રભુ પાળું,
ધર્મથકી ચાલું એ માગું છું. ૬
માગું એજ દાન આપો તમે નાથ,
જોડિ બેઉ હાથ નિત્ય વંદું. ૭
વંદું વિશ્વનાથ ધર્મ બલ આપો,
મોહ પાશ કાપો કૃપા સિંધુ.

૧૨૦

વિષયો કરે છે મનને વિહ્વલ[1],
જાય સર્વ બલ વિવેકનું. ૧
ક્રોધાગ્નિની જ્વાલા તપાવે છે મન,
ન થાય શમન તેનું કદી. ૨
લોભ મોહ મદ મત્સરનું બલ,
કરે છે નિર્બલ વિવેકને. ૩
પાતકના કૂપે પડ્યો છું પામર,
ધરિ મારો કર કાઢે કોણ? ૪
કષ્ટ વેળા કોને પ્રભુ હું સંભારૂં ?
હાક કોને મારૂં તમ વિના? ૫
ધાઓ પ્રભુ ધાઓ શિઘ્રતાથી ધાઓ,
કર મારો સાહો કૃપાકાન્ત. ૬
નથી મારી શક્તિ નવ ચાલે હામ,
સ્મરૂં શુભ નામ તમારૂં હું. ૭
તારો કે ડૂબાવો જેમ તમે ધારો,
દાસ છું તમારો ક્યાં હું જાઉં ? ૮

૧૨૧

શુદ્ધ ભાવે આવું તમારે શરણ,
નમું છું ચરણ સાષ્ટાંગે હું. ૧
કામાદિક શત્રુ પિડા કરે ભારે,
પ્રભુ તું નિવારે પરિતાપ. ૨
સર્વ વાતે કરો અમારૂં મંગલ,
આપો ધર્મ બલ માયબાપ. ૩
ચરણારવિંદે, કરૂં છું વંદન,
તમે આ પ્રાર્થન સુણો મારૂં. ૪

---

૧. અસ્થિર.

૧૨૨

વેલા મોડા આવે આયુષ્યઅવધિ,
સંપત્તિ સમૃદ્ધિ રહેશ અહીં. ૧
જુવો જે મનાયા મોટા અવતારી,
સક્યા નહિ વારી કાળને તે. ૨
કાળનું ચવાણું સર્વ રંક રાય,
યથાક્રમે થાય લય તેનો. ૩
માટે ચેતો ચેતો ચેતો મારા ભાઇ,
કરિલ્યો કમાઇ સાચી તમે. ૪
કરો વારંવાર અંતર વિચાર,
શમાવો વિકાર અભ્યાસથી. ૫
સત્ય ધર્મ પાળો સત્ય રીતે ચાલો,
પ્રભુને નિહાળો અંતરમાં. ૬
કૃપા કરી દેશે દેવ દિવ્ય જ્ઞાન,
કરશે કલ્યાણ તમારૂં તે. ૭
રાખીને વિશ્વાસ જાઓ તેની પાસ,
કદિ ન નિરાશ કરશે તે. ૮

૧૨૩

મૃત્યુલોકમાં છે અસ્થિર નિવાસ,
વિભવ વિલાસ છે અનિત્ય. ૧
અનિત્ય છે દેહ ધન અધિકાર,
સર્વ છે અસાર વસ્તુ અહીં. ૨
અનિત્ય સુખોની રાખિ અભિલાષ,
પડે દુઃખ પાશ અજ્ઞ પ્રાણિ. ૩
મૂર્ખતાથી બાંધે મોટિ મોટિ આશ,
થાય તે નિરાશ પરિણામે. ૪
પ્રિય વસ્તુ પછી થાય છે અપ્રિય,

આપે દુઃખ ભય બહુ તેને. ૫
જ્ઞાનીજન રાખે ઘટિત આસક્તિ,
પામે છે વિરક્ત વિષયોથી. ૬
નહિ તેને બાધે ત્રિવિધિનું દુઃખ,
મળે સર્વ સુખ શાશ્વતું. ૭
પ્રભુ મને આપો વિવેક વિજ્ઞાન,
થાઉં બલવાન સાધનથી. ૮

૧૨૪

જન્મ થયો તેનું મરણ છે સત્ય,
સારૂં માઠું કૃત્ય ભોગવવું. ૧
પ્રતિક્ષણે ઘટે આયુષ્યનો કાળ,
માથે ભમે કાળ—ચક્ર સદા. ૨
મરણનો જેને નવ લાગે ડર,
થાય છે તત્પર ભેટવાને. ૩
તેજ પ્રાણિ મોટા પુણ્યવંતી કે'વાય,
પ્રભુ પાસે જાય આનન્દથી. ૪
વિશ્વમાં રહીને કરે ધર્મ કાર્ય,
સહે આનવાર્ય સંકટને. ૫
ધર્મ પુણ્ય કાર્યે અર્પે નિજ પ્રાણ,
કરે પરિત્રાણ પ્રભુ તેનું. ૬
ઇશ્વર સંગાથે રાખે સત્ય પ્રીતિ,
નવ તજે નીતિ માર્ગ કદી. ૭
સત્ય ધર્મનો તે કરે નહિ ત્યાગ,
રાખે અનુરાગ પ્રભુ સાથે. ૮

૧૨૫

વૃથા જન્મ મારો ગયો વિશ્વનાથ,
અહો મારો હાથ નાથ તમે. ૧

આપે દુઃખ ભય બહુ તેને. ૫
જ્ઞાનીજન રાખે ધરિ ના આસક્તિ,
પામે છે વિરક્તિ વિષયોથી. ૬
નહિ તેને બાધે ત્રિવિધિનું દુઃખ,
મળે સર્વ સુખ શાશ્વતનું. ૭
પ્રભુ મને આપો વિવેક વિજ્ઞાન,
થાઉં બલવાન સાધનથી. ૮

૧૨૪

જન્મ થયો તેનું મરણ છે સત્ય,
સારૂં આકું કૃત્ય ભોગવવું. ૧
પ્રતિક્ષણે ઘટે આયુષ્યનો કાલ,
આથે ભમે કાલ—ચક્ર સદા. ૨
મરણનો જેને નવ લાગે ડર,
થાય છે તત્પર ભેટવાને. ૩
તેજ પ્રાણિ મોટા પુણ્યવંતો કે'વાય,
પ્રભુ પાસે જાય આનન્દથી. ૪
વિશ્વમાં રહીને કરે ધર્મ કાર્ય,
સહે અનિવાર્ય સંકટને. ૫
ધર્મ પુણ્ય કાર્યે અર્પે નિજ પ્રાણ,
કરે પરિત્રાણ પ્રભુ તેનું. ૬
ઇશ્વર સંગાથે રાખે સત્ય પ્રીતિ,
નવ તજે નીતિ માર્ગ કદી. ૭
સત્ય ધર્મનો તે કરે નહિ ત્યાગ,
રાખે અનુરાગ પ્રભુ સાથે. ૮

૧૨૫

વૃથા જન્મ મારો ગયો વિશ્વનાથ,
અહો મારો હાથ ન્હાથ તમે. ૧

તમારો આશ્રય  મને માય બાપ,
કરો મારાં પાપ  ક્ષમા તમે. ૨
આયુષ્યનો શેષ  ફોગટ ન જાય,
ધર્મ કૃત્ય થાય  મારા થકી. ૩
પુણ્ય પંથ મને  પ્રેરો પરમેશ,
માનું ઉપદેશ  સદર્થિના. ૪
પર ઉપકાર  કરૂં હું આ દેહે,
ચાલું સદા સ્નેહે  સર્વ સાથે. ૫
હળિમળિ રહું  સુખ દુઃખ સહું,
કદિ નવ કહું  કટુ વાક્ય. ૬
પરમ કૃપાલ  પરમ મંગલ,
કરશો વિમલ  વૃત્તિ મારી. ૭
કાયા વાચા મને  કરૂંછું પ્રણામ,
પામું હું વિરામ  મનમાં હું. ૮

૧૨૬

કાલની ગતિ છે  ગહન વિચિત્ર,
સર્વ સૃષ્ટિસૂત્ર  છે અગમ્ય. ૧
સંસારિક સુખ  સર્વ છે અસ્થિર,
નહિ નિરંતર  રહે કદી. ૨
પ્રિય પુત્ર સાથે  આજ આલિંગન,
કાલે વિસર્જન  થાય તેનું. ૩
આજ પ્રિય મિત્ર  સાથ સંભાષણ,
થાય છે મરણ  તેનું કાલ. ૪
વિઘ્ન વિપત્તિઓ  સર્વ અકસ્માત,
થાય સર્વ ઘાત  વૈભવનો. ૫

૧૨૭

હવે નથી ઘણો  રહ્યો અવસર,

આવશો સત્વર   વારે મારે. ૧
શુભ પુણ્ય કર્મ   પ્રેરો પરમેશ,
તમને વિશેષ   શું હું કહું. ૨
કહું કોને મારા   અંતરની વાત,!
તમે છો સાક્ષાત   સત્ય રૂપ. ૩
સત્ય ધર્મ નિષ્ઠા   આપો અવિનાશ,
તમારો વિશ્વાસ   છોડું નહિ. ૪
તમારી કૃપાથી   થાઉં કૃપા પાત્ર,
જુવો ક્ષણ માત્ર   મારા સામું. ૫
પ્રેમ સુધા ધારા   વહે અવિરત,
કરૂં સદોદિત   પાન તેનું. ૬
છુટે સર્વે મારા   વિકારોના પાશ,
જ્ઞાનનો પ્રકાશ   થાય મને.! ૭
તમારો પ્રભુ છે   પ્રેમમય ગુણ,
કરો પરિપૂર્ણ   ઇચ્છા મારી. ૮

૧૨૯

આજ મને વાધ્યો અતિશે આનન્દ,
ચરણારવિંદ   વંદુ તારા. ૧
તારા દર્શનનો   બહુ છું આતુર,
કરો સર્વ દૂર   કુષ્કર્મોને. ૨
તારી કરૂણાથી   વિઘ્ન સર્વ જાય,
સફલિત થાય   યત્ન સર્વ. ૩
વૈભવ સંપત્તિ   સર્વ છે અનિત્ય,
તુંજ માત્ર સત્ય   છે શાશ્વત. ૪
તુંજ માત્ર એક   પ્રેરક છે મારો,
સુચવીશ સારો   માર્ગ મને. ૫
પ્રભુ કર મારા   આત્માનો ઉત્કર્ષ,!

પ્રતિદિન હર્ષ વધે મને.
જ્ઞાન દીપ મારો કરીશ ઉદિત, ૭
સદા સંનિહિત રહું તારે.
સંસારમાં મારો રાખી પ્રભુ ટેક, ૮
અમૃતાભિષેક કરો અંતે.

૧૨૯

આનન્દ સ્વરૂપ નિરખું તમારૂં, ૧
માનું પ્રભુ મારૂં ધન્ય ભાગ્ય.
ભાગ્યોદય મારો માનું પ્રભુ ત્યારે, ૨
પશુવૃત્તિ જ્યારે પામે લય.
પવિત્ર થવાને પ્રયત્ન કરૂં છું, ૩
તમને સ્મરૂં છું અહોનિશ.
નામ સ્મરણનું મોટું છે માહાત્મ્ય, ૪
થાય જો તાદાત્મ્ય[1] વૃત્તિ થકી.
શાન્તિ સુખ જેના અંતરમાં રહે, ૫
તેજ જન લહે લાભ ખરો.
વિષયમાં માને મૂર્ખ જન સુખ. ૬
રહે તે વિમુખ પ્રભુ થકી.
તેને સત્ય સુખ કેઇ પેરે મળે? ૭
પરિતાપ ટળે તેના ક્યાંથી ?
એજ શુદ્ધ સાધુ સત્યશીલ ધારે, ૮
જાય મુક્તિ દ્વારે વિનાયાસે[2].

૧૩૦

ધન્ય ઘડી એજ પ્રભુ ભક્તિ થાય, ૧
સાધન સહાય મુક્તિ કેરાં.

---

૧ તલ્લીન. ૨ મેહનત વગર.

૧ ધન્ય ઘડી એજ પ્રભુ આરાધન,
સ્તવન ભજન થાય દેવ. ૨
ધન્ય ઘડી એજ કરૂં સાધુસંગ,
નવ થાય ભંગ નીતિધર્મ. ૩
ધન્ય ઘડી એજ પ્રભુપ્રિય કાજ,
કરૂં મહારાજ સંસારમાં. ૪
ધન્ય ઘડી એજ બ્રહ્મગીત ગાઉં,
પાવન હું થાઉં નાથ નિત્ય. ૫
ધન્ય તેજ ઘડી સફલ ગણાય,
લેખામાં લખાય પ્રભુ પાસે. ૬
એવી શુભ વૃત્તિ આપો પ્રાણપતિ,
પામું હું નિવૃત્તિ વિષયોથી. ૭
વંદું વિશ્વનાથ જોડિ બેઉ હાથ,
તમારો હું સાથ રાખું સદા. ૮

૧૩૨

પુણ્યપ્રાણી એજ પ્રભુ ગુણ ગાય,
પ્રેમ થકી ન્હાય તેની પાસે. ૧
પુણ્ય પ્રાણી એજ પાલે ધર્મ નીતિ,
રાખે મધુપ્રીતિ દૃઢતાથી. ૨
પુણ્યપ્રાણી એજ ધર્મ નવ છોડે,
કદિ નવ તોડે પ્રતિજ્ઞાને. ૩
પુણ્યપ્રાણી એજ કરે સત્યદાન,
આપે અન્નપાન અશક્તને. ૪
પુણ્ય પ્રાણી રાખે ભક્તિ અનુરાગ,
કરે પરિત્યાગ વિષયનો. ૫
પુણ્યપ્રાણી એજ સત્ય માર્ગે જાય,
નવ કદિ થાય ધર્મ ભ્રષ્ટ. ૬

ધન્ય એવા પુણ્ય- પ્રાણીનો છે જન્મ,
પ્રભુ પ્રિય કર્મ કરે સદા. ૭
સદા હું માગું છું પ્રભુથી ચરણ,
પુણ્ય આચરણ આપો મને. ૮

૧૩૨

પુણ્યવાન પ્રાણી કરે પુણ્ય કર્મ,
નવ નિજ ધર્મ તજે કદી. ૧
ધર્મ સાધનમાં રહીને પ્રવૃત્ત,
પાળે શુભ વ્રત યથાશાસ્ત્ર. ૨
નવ માગે દ્રવ્ય ધન અધિકાર,
કરે તિરસ્કાર વૈભવનો. ૩
પરોપકારાર્થે ધરે છે તે જન્મ,
પ્રભુ પ્રિય કર્મ કરે સદા. ૪
એવા પુણ્યવાન પામે બહુ કીર્તિ,
ઇશ્વર વિભૂતિ છે તેને. ૫
અજર અમર રહે છે તેનું નામ,
પામે પુણ્ય ધામ પરલોક. ૬

૧૩૩

જગત જનનિ કેમ ભૂલું તને,
બચાવ્યો છે મને વારંવાર. ૧
માવડી તું મારી સંતાન હું તારો,
ત્રાતા નથી મારો અન્ય કોઇ. ૨
માતપિતા રૂપે જાણું એક તને
બચાવીશ મને ભય થકી. ૩
પાપ કીધાં ભારે કોણ મને તારે ?
વળગ્યો છું તારે પલ્લવે હું. ૪
કરશો ન મારો પ્રભુ તિરસ્કાર,

કરવા ઉદ્ધાર છો સમર્થ. ૫
સમર્થ છો સ્વામિ સત્ય છો વિરામ,
સ્મરૂં નિત્યનામ તમારૂં હું ૬
મુકો મારે શીર્ષે વરદાયિ હસ્ત,
દુરિત સમસ્ત થાય દૂર. ૭
કૃપા ઉપકાર કદિ ન વિસારૂં,
કલ્યાણ અમારૂં કરો નાથ. ૮

૧૩૪

કામ ક્રોધાદિક રિપુ બળવાન,
ભુલાવે છે ભાન વૃત્તિયોને. ૧
પરન્તુ તે શત્રુ મિત્ર તુલ્ય થાય,
વશમાં રખાય ઇન્દ્રિયોને. ૨
મનનો નિગ્રહ એજ તપશ્ચર્યા,
એજ યોગ ક્રિયા છે વિશુદ્ધ. ૩
મન વશ વિના યોગ ન સધાય,
ભક્તિ નવ થાય પરમાત્માની. ૪
દુરાચરણથી દેવ દૂર જાય,
દર્શન ન થાય તેનું કદી. ૫
પવિત્ર હૃદય પધારી પરેશ,
કરે ઉપદેશ સન્માર્ગનો. ૬
યોગી જન રાખે દૃઢ યોગાભ્યાસ,
નવ પામે ત્રાસ સંસારથી. ૭
સંસાર સાગર તરે અનાયાસે,
રહે પ્રભુ પાસે પરલોકે. ૮

૧૩૫

મન તું હવે તો ભજી લે હરિને,
ન આવે ફરીને આવી વેળા. ૧

યુવાનાવસ્થામાં ભોગવ્યા વિષય,
નવ રાખ્યો ભય ઇશ્વરનો. ૨
પરલોકે તારી થશે કેવી ગતિ?
ઇશ્વરની પ્રીતી થશે કેમ ? ૩
આવી પોચી જરા કર હવે ત્વરા,
ન કરીશ જરા વિલંબ તું. ૪
વિષય વાસના છોડ હવે મન,
પ્રભુનું પ્રાર્થન કર હવે. ૫
કૃપાનિધિ પ્રભુ લાવી દયા તારી,
મુકશે ઉતારી ભવસિંધુ. ૬
કોણ જાણે ક્યારે મૃત્યુ ઘેરી લેશે?
નહિ કો સકશે રોકી તેને. ૭
માટે મન કહું તને ફેરી ફેરી,
હવે તો ભજી લે હરિ હરિ. ૮

૧૩૬

માગું માતપિતા સત્યધર્મશ્રદ્ધા,
રાખું નવ સ્પર્ધા કોઈ સાથે. ૧
સર્વ ધર્મમાં છે સત્ય રૂપી સાર,
કરૂં અંગીકાર તે વસ્તુનો. ૨
રાખી દૃઢ ભાવ કરૂં ધર્મકાર્ય,
સહું અનિવાર્ય સંકટને. ૩
સર્વ જન સાથે રહું હળીમળી,
નવ જાઉં ચળી વૈભવથી. ૪
પરનારી સર્વ માનું માતૃ સમ.
માનું લોષ્ટ સમ પરધન. ૫
ધર્મસાધનની મુખ્ય છે એ રીતી,
તેમાં રાખું પ્રીતિ સદૃઢ હું. ૬

કામાદિ વિકાર બહુ મને છળે,
તમારેજ બળે થાય વશ. ૭
ભાગ્યોદય મારો થાય નિશ્ચય,
જ્યારે કરૂં જય ઇંદ્રિયોનો. ૮

૧૩૭

માતા પિતા સેવા કરવી ઉચિત,
પાળવી વિહિત આજ્ઞા તેની. ૧
બાલ્યાવસ્થા વેળા કેવી કરે રક્ષા,
આપે ધર્મશિક્ષા સુવા કાળે. ૨
સંકટ સહીને આપે વિદ્યાદાન,
રાખે છે સન્માન સત્પુત્રનું. ૩
તેના ઉપકાર પુત્ર ભૂલી જાય,
તદપિ ન થાય તે ક્રોધિત. ૪
સુપુત્ર છે એજ માતપિતા ભક્તિ,
કરી પાળે નીતિ તે જે કહે. ૫
સુપુત્ર છે એજ વિનયથી વંદે,
કઢાવે આનંદે કાળ તેનો. ૬
સુપુત્ર છે એજ આજ્ઞા ન ઉલંઘે,
પાળે છે ઉમંગે શિક્ષા સર્વ. ૭
કુળનો દીપક એજ છે સુપુત્ર,
પામે ઇહામુત્ર[૧] પૂર્ણ સુખ. ૮

૧૩૮

હે પ્રિય મિત્રો ગાઓ બ્રહ્મજ્ઞાન,
ધરો તેનું ધ્યાન હૃદયમાં. ૧
ઉઠી ઉષઃકાલે[૨] કરિ નિત્ય સ્નાન,

---

૧ આ લોકે તથા પરલોકે. ૨ મોટે પરોઢીએ.

એસો શુદ્ધ સ્થાન એકાન્તમાં. ૨
મનોવિકારનો કરો તમે જય,
પછી કાંઈ ભય રેગશે નહિ. ૩
પ્રભુની શકિતનો કરીને વિચાર,
અર્પો ઉપહાર સદ્ભાકિતનાઃ. ૪
બાહ્ય ઉપચારે પ્રભુ ન પમાય,
વ્યર્થ સર્વ જાય આડંબર. ૫
પ્રેમ ભકિત થકી પ્રભુને પમાય,
ભવથી તરાય અનાયાસે. ૬
ધાર્મિક જનોને નથી કાંઇ ભીતિ,
રાખે સત્ય પ્રીતિ પ્રભુ સાથ. ૭
સત્ય ધર્મ ધરો શુભ કર્મ કરો,
સદા તમે સ્મરો હરિ હરિ. ૮

૬૩૯

આલસ્ય તજીને ભજો ભગવાન,
થાઓ સાવધાન મિત્ર તમે. ૧
નવ તમે છોડો પ્રભુ સન્નિધાન,
થાઓ સાવધાન મિત્ર તમે. ૨
હૃદયમાં રાખો ઈશ્વરનું ધ્યાન,
થાઓ સાવધાન મિત્ર તમે. ૩
મુકી દો સઘળું મિથ્યા અભિમાન,
થાઓ સાવધાન મિત્ર તમે. ૪
મોડા વેલા પાસે દેહ અવસાન,
થાઓ સાવધાન મિત્ર તમે. ૫
ચેતી ને કરી લ્યો પુણ્ય ધર્મ દાન,
થાઓ સાવધાન મિત્ર તમે, ૬
સદા તમે કરો મંગલ વિધાન,

થાઓ સાવધાન મિત્ર તમે. ૭
શુભાશુભ કર્મ થશે ફલવાનં,
થાઓ સાવધાન મિત્ર તમે. ૮
થશે પાતકીનું પતન[1] નિદાન,
થાઓ સાવધાન મિત્ર તમે. ૯
પ્રભુ પાસે રે'શે પ્રાણી પુણ્યવાન,
થાઓ સાવધાન મિત્ર તમે. ૧૦

૧૪૦

પ્રભુ પૂર્ણ બ્રહ્મ તમને વંદન,
કરે ભક્ત જન આ સમય. ૧
અસંખ્ય અમારા અવગુણ દોષો,
તમે નવ જોશો જગપતિ. ૨
મનુષ્યનો જન્મ વૃથા નવ જાય,
પુણ્યકર્મ થાય સદા કાલ. ૩
એવી મતિ દેશો તમે દયામય,
હરો કષ્ટ હાય સર્વે તમે. ૪
વિપત્તિ સમયે દેશો ધૈર્ય બલ,
કરશો સફલ સદુઘોગ. ૫
તમારી છાયામાં રહ્યા સર્વ અમે,
કૃપાસિંધુ તમે કરો કૃપા. ૬
પ્રેમના કુસુમ અર્પે ભક્તવૃંદ[2],
પામે છે આનંદ અતિશય, ૭
પ્રણમી કહીએ કરૂણાનિધાન,
કરશો કલ્યાણ પ્રાણિયોનું. ૮

૧૪૧

વિભુ વિશ્વનાથ જોડિ બેઉ હાથ,

---

૧ પડવું. ૨ ભક્તોનું ટોળુ.

સર્વ ભકત સાથ  સ્તુતિ ગાય. ૧
કરશો શ્રવણ  પ્રભુ આ પ્રાર્થન, ૨
ઘો આશીર્વચન  દયાધન.
સૂચવો સુપંથ  તમે ભગવંત, ૩
ભવમોહબંધ  કાપો સર્વ.
શુભ ઉપાસન  કરી કૃપાધન, ૪
થઇયે પાવન  અમે નિત્ય.
અમારા મનોર્થ  પરિપૂર્ણ કરો, ૫
તમે સર્વ હરો  પરિતાપ.
તમને પ્રભુ જે  પ્રિય હોય કૃત્ય, ૬
પ્રેરો તમે નિત્ય  તે અમને.
પ્રાણીની અહિંસા પરમ એ ધર્મ, ૭
પ્રધાન છે કર્મ  સર્વમાં તે.
ધર્મનિષ્ટ સાધુ  સત્ય પથે ચાલે, ૮
દયા ધર્મ પાળે  દૃઢતાથી.

૧૪૨

સાથે કાલચક્ર  કરેછે ભ્રમણ, ૧
કરિ લે સ્મરણ  ઇશ્વરનું.
અણધાર્યું તને  મૃત્યુ પકડશે, ૨
સંકટ નડશે  તને તેનું.
નવ જુવે વય  ન જુવે સમય, ૩
નવ રાખે ભય  કોઇનો તે.
મોટા મોટા રાજા થયા ચક્રવર્તી, ૪
તેની પણ ગતિ  થઇ તેવી.
પ્રાણિ તારો કોઈ ન કરે સંગાથ, ૫
આવે માત્ર સાથ ધર્મ એક.
તત્વ જ્ઞાનીયોએ  કરિને વિચાર,

કીધો છે સ્વીકાર વૈરાગ્યનો. ૬
વૈરાગ્ય વિનાની વૃથા સર્વ ભક્તિ,
નવ મળે મુક્તિ તેના વિના. ૭
મન તને કરૂ બોધ વારંવાર,
કર તું વિચાર વિવેકથી. ૮

૧૪૩

ઐહિક સુખોની આશા છે અધુરી,
નવ થાય પૂરી કોઇ કાળે. ૧
પ્રતિદિન વધે વૈભવની વાંછા,
ઐશ્વર્યની ઇચ્છા વધે જાય. ૨
મળે જો સહસ્ત્ર આશા કરે લક્ષ,
મળે જ્યારે લક્ષ માગે ક્રોડ. ૩
જેમ જેમ મળે સંપત્તિ સમૃદ્ધિ,
તેમ તેમ વૃદ્ધિ પામે લોભ. ૪
કદી નવ આવે આશા તણો અંત,
તૂટે નહિ તંત તૃષ્ણા કેરો. ૫
જેનું ચિત્ત લગ્ન સાધવાને સ્વાર્થ,
નહિ પરમાર્થ થાય તેથી. ૬
નવ પામે તેનું ચિત્ત સમાધાન,
પામે તેનું જ્ઞાન સર્વ નાશ. ૭
કૃપા કરી દેશો મને આત્મજ્ઞાન,
એજ વરદાન માગું દેવ. ૮

૧૪૪

દેહપિંજરમાં આતુર્ય અદ્ભુત,
કીધું હેતુયુક્ત સર્વ શ્રેષ્ઠ. ૧
પ્રત્યેક ઇંદ્રિયો કીધી છે સ્થાપન,
સાધવા સાધન સત્કર્મનું. ૨

સમ દૃષ્ટિ જોવા આપ્યાં છે લોચન,
શાસ્ત્રાવલોકન કરવાને. ૩
પ્રભુનો મહિમા સુણવાને કાન,
દીન જન દાન દેવા હસ્ત. ૪
સત્ય વદવાને મુખથી વચન,
કરવા ભજન આપી વાચા. ૫
સર્વ ઇંદ્રિયોને રાખવી આધીન,
ન થાય મલિન દુર્વૃત્તિથી. ૬
નિયમ વિરૂદ્ધ કરે જે વર્તન,
નિશ્ચય પતન થાય તેનું. ૭
પ્રભુના હેતુનો થાય સદ્વિચાર,
સર્વ વ્યવહાર ચાલે શાન્ત. ૮

૧૪૫

આવો અવસર આવે નહિ ફેરી,
સ્મરો સદા હરિ જશો તરી. ૧
અખંડિત રાખો પ્રભુ સાથે પ્રીત,
સુનીતિ સહિત મિત્ર તમે. ૨
ભક્તિથી તમારો વધશે પ્રતાપ,
ટળશે સંતાપ ત્રિવિધિના. ૩
સતસંગનો સદા લાભ તમે લેશો,
નવ જવા દેશો કાલ વૃથા. ૪
પ્રભુ પરાભક્તિ એજ સત્ય ધન,
અમૂલ્ય એ રત્ન ખોશો નહિ. ૫
જેવી અવસ્થામાં રાખે જગદીશ,
તેમાં અહોનિશ રે'વું તુષ્ટ. ૬
પ્રભુ કરૂણાથી કલેશ સર્વ જાય,
ફલીભૂત થાય અર્થ સર્વ. ૭

મન મલિનતા ટળશે તમારી,
થશો અધિકારી તત્પદના.[૧] ૮

૧૪૬

સર્વ અવસ્થામાં પ્રભુ લ્યો સંભાળ,
તમે વિશ્વપાળ છો કૃપાલ. ૧
કૃપા જલ ધારા વરસે તમારી,
જન અવિચારી જાણે નહિં. ૨
જાણે નહિ શક્તિ તમારી ગહન,
કરે ન ભજન આરાધન. ૩
ભજન વિના જે ભવમાં નિવાસે,
સત્ય તે વિમાસે અંતકાળે. ૪
અભક્ત જનની અધોગતિ થાય,
પછી ન ઉપાય રહે તેને. ૫
માટે મન ચેત ચેત તું ત્વરાથી,
પ્રભુ વિના સાથી નથી બીજો. ૬
પુણ્ય પથ પ્રભુ સુચવશે તને,
સદા સ્વચ્છ મને જો ભજીશ. ૭
ભજન મહિમા પ્રભુનો છે ભારે,
જન જે વિસારે તે દુર્ભાગી. ૮

૧૪૭

અહિંસા અસ્તેય સત્ય પરિગ્રહ,
ઇંદ્રિયનિગ્રહ પવિત્રતા. ૧
સર્વ ભૂતદયા ક્ષમા દાન દમ,
સાધારણ ધર્મ કહ્યા શાસ્ત્રે. ૨
શિક્ષાનાં વચન માનીને ચલાય,

---

૧. પ્રભુના પદ સમીપ જવાના.

સત્ય પ્રાપ્ત થાય પ્રભુ પ્રેમ. ૩
ધર્મ સાધનની આપશો સુવૃત્તિ,
કરૂં છું વિનતિ તમને હું. ૪
પાપ વાસનાઓ થાય જ્યારે લય,
પામશે ઉદય પુણ્યવૃત્તિ. ૫
પુણ્યવાન પ્રાણી તરીને સંસાર,
જાય પ્રભુદ્વાર આનંદથી. ૬
પ્રભુ મને પ્રેરો પુણ્ય આચરણ,
આવ્યો છું શરણ તમારે હું. ૭
તમે છો અમારા જીવનું જીવન,
સર્વ વિત ધન સત્ય તમે. ૮

૧૪૮

પ્રેમાર્ણવ પ્રભુ પ્રાણના આધાર,
કરૂણા વિસ્તાર પામી વિશ્વે. ૧
વિશ્વનુ મંગલ સર્વદા કરો છો,
સંકટ હરો છો તેનાં સર્વ. ૨
સર્વ શુભ કાર્યે રહો છો સહાય,
કરૂણા જણાય જગતમાં. ૩
જગતના જીવ મંદમતિ મૂઢ,
પ્રભુ ગતિ ગુઢ જાણે નહિ. ૪
નહિ તેનો થાય કિંચિત પ્રવેશ,
નવ જાણે લેશ દૈવીકલા. ૫
દૈવી કલા જોઇ પુણ્યવાન પ્રાણી,
જોડી બેઉ પાણી પડે પાય. ૬
પાય પડી માગે પાપક્ષમાપન,
ભક્તિ પરાયણ રહે સદા. ૭

સદાકાલ કરે ભજન સ્તવન,
ઇશ્વર પ્રસન્ન રહે તેને. ૮

૧૪૯

કોણ હું શા અર્થે આવ્યો આ સંસારે?
ક્યાંહાં જવું મારે પરિણામે? ૧
જન્મ ધરવાનો કિયો છે ઉદ્દેશ?
ઇશ્વરી આદેશ શો છે મુખ્ય.? ૨
પ્રભુપ્રસન્નતા કિયે વિધે થાય,
સાધન ઉપાય શા કરૂં હું? ૩
જગત કર્તાથી થયો છું ઉત્પન્ન,
દેહ થકી ભિન્ન છું હું સત્ય. ૪
રહી આ સંસારે નિયમાનુસારે,
પાછું પ્રભુ દ્વારે જવું મારે. ૫
પરમ પ્રભુએ આપ્યો છે આ જન્મ;
શુભ ધર્મ કર્મ કરવાને. ૬
કરવું શ્રદ્ધાથી ઇશ્વરારાધન,
એજ છે સાધન ખરેખરૂં. ૭
સર્વ કાલ રે' જે સાધનસંપન્ન,
ઇશ્વર પ્રસન્ન થાય તેને ૮

૧૫૦

પ્રભુ તમ વિના અને કોણ પાળે,
કષ્ટ મારૂં ટાળે બીજું કોણ? ૧
કોણ જાણે મારી ખરેખરી દાઝ,
રાખે કોણ લાજ તમ વિના? ૨
તમારો પ્રસાદ થાય પ્રભુ જ્યારે,
ફળ મળે ત્યારે પ્રયત્નનું. ૩
સાટે પ્રભુ માગું તમારો પ્રસાદ,

૪

થાય ન વિષાદ વિઘ્ન કાંઇ.
ખરેખરૂં મારે તમારૂં વળાવું; ૫
તમ વિના લાવું બીજા કોનું?
જેમ ઘટે તેમ કરશો કૃપાલ, ૬
કેવલ હું બાલ અજ્ઞાનિ છું.
કૃપા કરી મારા તમે માય બાપ, ૭
ટાળો સર્વ તાપ ત્રિવિધિના.
મારા ગોકલાનું નવ ચાલે બલ, ૮
નવ મળે ફલ કૃપા વિના.

૧૫૧

ક્યહાં લગી મને રાખશો વિમુખ? ૧
પ્રભુપ્રેમમુખ નિરખું ક્યારે?
ક્યારે દૂર થશે અજ્ઞાનાંધકાર? ૨
વિષય વિકાર જશે ક્યારે?
ક્યારે પ્રભુ થશે અંતર નિર્મલ? ૩
ધર્મનું પ્રબલ થશે ક્યારે?
ક્યારે મન મારૂં પામશે વિરામ? ૪
પ્રભુ પ્રિય કામ થશે ક્યારે?
કૃપા કરી વારે આવો પ્રભુ મારે, ૫
કહું શું વધારે વારે વારે.
પ્રભુ તમે આપ્યો ઉત્તમ આ દેહ, ૬
નવ બાંધ્યો સ્નેહ તમ સાથે.
દયામય દેવ જોઇ મારી સ્થિતિ, ૭
કરો મારી ગતિ જેવી ઘટે.
તમે કરશો જો કૃપાવલોકન, ૮
થશે વિસર્જન પાપ સર્વ.

સદાકાલ કરે ભજન સ્તવન,
ઇશ્વર પ્રસન્ન રહે તેને. ૯

૧૪૯

કોણ હું શા અર્થે આવ્યો આ સંસારે?
ક્યાંહાં જવું મારે પરિણામે? ૧
જન્મ ધરવાનો કિયો છે ઉદ્દેશ?
ઇશ્વરી આદેશ શો છે મુખ્ય? ૨
પ્રભુપ્રસન્નતા કિયે વિધે થાય,
સાધન ઉપાય શા કરૂં હું? ૩
જગત કર્તાથી થયો છું ઉત્પન્ન,
દેહ થકી ભિન્ન છું હું સત્ય. ૪
રહી આ સંસારે નિયમાનુસારે,
પાછું પ્રભુ દ્વારે જવું મારે. ૫
પરમ પ્રભુએ આપ્યો છે આ જન્મ,
શુભ ધર્મ કર્મ કરવાને. ૬
કરવું શ્રદ્ધાથી ઇશ્વરારાધન,
એજ છે સાધન ખરેખરૂં. ૭
સર્વ કાલ રે' જે સાધનસંપન્ન,
ઇશ્વર પ્રસન્ન થાય તેને ૮

૧૫૦

પ્રભુ તમ વિના અને કોણ પાળે,
કષ્ટ મારૂં ટાળે બીજું કોણ? ૧
કોણ જાણે મારી ખરેખરી દાઝ,
રાખે કોણ લાજ તમ વિના? ૨
તમારો પ્રસાદ થાય પ્રભુ જ્યારે,
ફળ મળે ત્યારે પ્રયત્નનું. ૩
માટે પ્રભુ માગું તમારો પ્રસાદ;

થાય ન વિષાદ વિઘ્ન કાંઇ. ૪
ખરેખરૂં મારે તમારૂં વળાવું; ૫
તમ વિના લાગું બીજા કોનું?
જેમ ઘટે તેમ કરશો કૃપાલ, ૬
કેવલ હું બાલ અજ્ઞાનિ છું.
કૃપા કરી મારા તમે માય બાપ, ૭
ટાળો સર્વ તાપ ત્રિવિધિના.
મારા ગોકલાનું નવ ચાલે બલ, ૮
નવ સૂઝે કેલ કૃપા વિના.

૧૫૧

ક્યહાં લગી મને રાખશો વિમુખ ? ૧
પ્રભુપ્રેમસુખ નિરખું ક્યારે ?
ક્યારે દૂર થશે અજ્ઞાનાંધકાર ? ૨
વિષય વિકાર જશે ક્યારે ?
ક્યારે પ્રભુ થશે અંતર નિર્મલ ? ૩
ધર્મેચ્છુ પ્રબલ થશે ક્યારે ?
ક્યારે મન મારૂં પામશે વિરામ ? ૪
પ્રભુ પ્રિય કામ થશે ક્યારે ?
કૃપા કરી વારે આવો પ્રભુ મારે, ૫
કહું શું વધારે વારે વારે.
પ્રભુ તમે આપ્યો ઉલાસ આ દેહ, ૬
નવ બાંધ્યો સ્નેહ તમ સાથે.
દયામય દેવ જોઇ મારી સ્થિતિ, ૭
કરો મારી ગતિ જેવી ઘટે.
તમે કરશો જો કૃપાવલોકન, ૮
થશે વિસર્જન પાપ સર્વ.

૮

૧૫૨

કુષ્ટ વિકારો છે અતિશે પ્રબલ;
સ્વતઃ મારૂં બલ ચાલે નહિ. ૧
વારે વારે મને આવેછે તે આડે,
નહિ તો સુઝાડે સારો માર્ગ. ૨
આવી દશા મારી થઇ દીનાનાથ,
તમ વિના હાથ ગ્રહે કોણ? ૩
કોણ મને પ્રેરે પ્રભુ પુણ્ય પ્રતિ?
કોણ શુભ ગતિ કરે મારી? ૪
કોણ ટાળે મારાં દુરિત દુષ્કર્મ?
બતાવે સુધર્મ કોણ મને? ૫
તમે પ્રેમ સિંધુ કરો છો પાલન,
બતાવો સાધન સદ્ભક્તિનું. ૬
આવું તમ દ્વારે ન કાઢો નિરાશ,
વિકારોના પાશ કાપો સર્વ. ૭
કરૂં સર્વ કાલે કૃપામૃતપાન,
ગાઉં નિત્ય ગાન તમારૂં હું. ૮

૧૫૩

સાધુ બનવાનો કરૂંછું ઉમંગ,
પણ સર્વ ભંગ થાય યત્ન. ૧
કોણ જાણે શાથી આવે અવરોધ?
નવ થાય બોધ સત્ય મને. ૨
સત્યથી ચાલવા કરૂંછું પ્રતિજ્ઞા,
તથાપિ અવજ્ઞા થાય તેની. ૩
દુષ્ટ વિકારોનું અતિશે પ્રબલ,
વિવેકનું બલ નથી રે'તું. ૪
એવો હું પતિત પામર અધમ,

કરૂં છું કુકર્મી એકાન્તમાં. ૫
લોક સર્વ જુવે ઉપરની કૃતિ, ૬
અંતરની વૃત્તિ તે શું જાણે?
સંમુખ આવવા નથિ અધિકાર, ૭
ઉત્તમ સંસ્કાર નથી મારો.
પ્રજા પાલવાનો ધર્મ છે તમારો, ૮
એવું જાણી તારો તો હું તરૂં.

૧૫૪

ક્ષણિક સુખાર્થે ખોયો સર્વ જન્મ, ૧
નવ જાણ્યો મર્મ સ્વધર્મનો.
મનુષ્ય જન્મનો મુખ્ય જે ઉદ્દેશ, ૨
નવ લીધો લેશ લક્ષમાં તે.
વૃથા કાલ ખોયો ધર્મ નવ જોયો, ૩
મલ નવ ધોયો અંતરનો.
અધમ અભાગી પામર પતિત, ૪
તથાપિ પ્રતીત રાખું તારી.
તાત નવ તજે પુત્રપ્રીતિભાવ, ૫
કૃપાલુ સ્વભાવ રાખે સદા.
આવીહું અડચોણું કરૂં છું પુકાર, ૬
ખોલો પ્રભુ દ્વાર કૃપાગાર.
અંતરનો પ્રેમ પ્રભુ નવ છોડો, ૭
નવ તમે તોડો બિરદને.
સર્વજ્ઞ પિતાને કહું શું હું વધું, ૮
જાણો તમે બધું અંતરનું.

૧૫૫

જોઉં જો વિચારી જીવનચરિત્ર, ૧
નહિ દિસે પવિત્ર કાંઇ મારૂં.

મિથ્યા મેં કિધું છે કાલનું વર્ણન,
પ્રભુનું સ્મરણ કીધું નથી. ૨
નથી નાથ રહી પાતકની સીમા,
પ્રભુ શું હું ક્ષમા માગું હવે. ૩
હવે તો ઉપાય એકજ છે નાથ,
દયા લાવી હાથ સાહો મારો. ૪
હવે તો નિર્વાહ નથી રહ્યો બીજો,
રીઝો કિંવા ખીજો તમારો છું. ૫
તમારો નિભાવ્યો વિશ્વમાં હું રહું,
કોને જઇ કહું તમ વિના? ૬
તમારી આજ્ઞાઓ કરી બહુ લોપ,
તથાપિ ન કોપ કરો તમે. ૭
પાવન પ્રભુનો માની ઉપકાર,
કરૂં નમસ્કાર વારંવાર. ૮

૧૫૬

મારી કરણીનો કરૂંછું વિચાર,
ન સૂઝે લગાર દિશા મને. ૧
સર્વ દિશા લાગે મને અંધકાર,
ન ચાલે વિચાર-શક્તિ મારી. ૨
પાપ કર્મ જોઇ પામું બહુ ગ્લાનિ,
થઇ મહા હાનિ મારી દેવ. ૩
પરન્તુ વિશ્વાસ દ્રઢ છે તમારો,
તમે મને તારો તો હું તરૂં. ૪
ખરો પશ્ચાત્તાપ ચિત્તમાં જો થાય,
ફેરી નવ થાય પાપ કર્મ. ૫
તમારે સમીપ આવ્યો છું હું રંક,
કાઢશો કલંક મારૂં સર્વ. ૬

પ્રાયશ્ચિત્ત આપી મને માયબાપ, ૭
કરો મારાં પાપ ક્ષમા સર્વ.

૧૫૭

જોઉં જો વિચારી મારી કૃતિ સામું, ૧
મનમાં હું પામું લજજા બહુ.
નવ દેખું કાંઇ પુણ્ય કર્મ અંશ, ૨
થયો અતિભ્રંશ મને દેવ.
આત્માનીઉન્નતિ કયમ કરી થાય? ૩
તમે જો સહાય રહો નહિં.
સારી ખોટી કૃતિ જાણો છો સમસ્ત, ૪
કૃપામય હસ્ત મૂકો માથે.
અવગુણ મારા નવ પ્રભુ માપો, ૫
કૃપાકરીકાપો પાપ તાપ.
પાપ તાપ હારી તમે ક્ષમાવાન, ૬
મોક્ષનું સોપાન તમે સત્ય.
મારી સર્વ ચિંતા રાખોછો કૃપાલ, ૭
અવિચારી બાલ શું હું બોલું.
બોલ બોલવાને નથી મને બલ, ૮
જાણો છો સકલ તમે સારૂં.

૧૫૮

કૃતિ પ્રભુ મારિ મનમાં વિચારૂં, ૧
ક્રમ થાય સારૂં અંતે મારૂં.
ઘડિ ઘડિનો હું થયો અપરાધિ, ૨
સેવા નહિં સાધી તમારી મેં.
ઉદર ભરીને કાઢ્યો મેં જન્મારો, ૩
અભ્યુદય મારો ન વિચાર્યો.
સંસારસમુદ્રે કરૂં છું ભ્રમણ,

કેમ નિષ્ક્રમણ થાય તેથી? ૪
તરવું દુસ્તર લાગે બહુ ડર,
કંપે થર થર કાયા મારી. ૫
પ્રભુ વિના બેલી નથી કોઇ મારો,
કૃપાધિ ઉદ્ધારો નાથ મને. ૬
અયબાત છું હું કિધાં અતિ પાપ,
થાય અનુતાપ મને ભારે. ૭
ક્ષમાનિધિ તમે સુણિને રૂદન,
કરશો દહન સર્વ પાપ. ૮

૧૫૯

પ્રભુ છે તમારા બહુ ઉપકાર,
વધુ શું વિસ્તાર કરૂં તેનો. ૧
અહોનિશ મારૂં કરો છો રક્ષણ,
આપો છો શિક્ષણ પ્રેરણાથી. ૨
તથાપિ મુકું છું તમને વિસારી,
થયો અનાચારી અધમ હું. ૩
પાપાચરણથી ખસે નહિ મન,
એવો છું દુર્જન દંડપાત્ર. ૪
દંડ દેઈ મને કરશો પાવન,
દેશો આશ્વાસન પિતા મને. ૫
પ્રભુ કરો મારૂં પુત્રવત પાલન,
બતાવો સાધન સદ્ગતિનું. ૬
પ્રભુ પ્રસાદથી થાઉં હું પવિત્ર,
ગાઉં હું ચરિત્ર તમારૂં હું. ૭
મંગલ તમારૂં કરૂં હું સ્મરણ,
પાપ નિવારણ થાય મારાં. ૮

૧. પસતાવો.

૧૬૦

કામ ક્રોધાદિક પ્રબલ વિકાર, ૧
નડે વારંવાર અને નાથ.
કર્તવ્યજ સારૂં નહિ તે કરાવે, ૨
સદા એ ફસાવે મોહપાશે.
જ્યારે મનમાં હું કરૂં છું વિચાર, ૩
ન સૂઝે લગાર માર્ગ મને.
ઘણા જન પાળે તમારા નિયમ, ૪
કરેછે સંયમ ઇંદ્રિયોનો.
કરેછે બુદ્ધિનો રૂડો ઉપયોગ, ૫
સાધે ભક્તિયોગ શ્રદ્ધાથકી.
પરન્તુ તમારો બાલક અજ્ઞાન, ૬
નથી મને ભાન કર્તવ્યનું.
કૃપા કરી મને સુમાર્ગે ચઢાવો, ૭
પાતક શમાવો સર્વ મારાં.
પવિત્ર થઈને કરૂં શુભ કર્મ, ૮
કદી ન અધર્મ- માર્ગે જાઉં.
તમને ભેટવા ન પડે અંતર, ૯
માગું છું એ વર માતપિતા.

૧૬૧

પ્રભુ હું ફસાયો વિકારોની જાલે, ૧
કોઇ નહિં આલે બલ મારૂં.
બલહીન દીન થયો બુદ્ધિ ભ્રષ્ટ, ૨
થયું સર્વ નષ્ટ જ્ઞાન મારૂં.
પરિશ્રમ કરી થયો હું નિરાશ, ૩
છોડો મોહપાશ મારા પ્રભુ.
તમારી કૃપાનો માત્ર છે આશ્રય,

કરો અભ્યુદય મારો નાથ. ૪
ક્યાહાં સુધી મને રાખશો અવશ ?
કરશો ઉત્તમ સ્થિતિ ક્યારે ? ૫
ક્યારે દેશો દેવ અને દિવ્ય જ્ઞાન ?
આત્માનું કલ્યાણ થશે ક્યારે ? ૬
કૃપાળુ પ્રભુ છો કરશો નિભાવ,
પ્રેમલ સ્વભાવ છે તમારો. ૭
હજુ અવસર વીત્યો નથી નાથ,
ધરો તમે હાથ બૂડતાનો. ૮

૧૬૨

સર્વજ્ઞ તમને કહું શું વિશેષ,
જાણો છો અશેષ[1] કર્મ મારાં. ૧
સેવાહીન દીન અતિશે મલિન,
તમારે આધીન ગતિ મારી. ૨
બાહરની કૃતિ દિસે સર્વ સારી,
વૃત્તિયો નઠારી અંતરની. ૩
કૃપાવિના કાંઇ સરે નહિ કાજ
રાખો મહારાજ લાજ મારી. ૪
સદા મારૂં મન વિષયમાં મગ્ન,
તમારા સંલગ્ન[2] હેતુ નથી. ૫
દાસ જાણી મારો કરશો નિભાવ,
કરૂણા સ્વભાવ ધારો તમે. ૬
કાલા વાલા મારા સુણિ વિશ્વનાથ,
સાહો મારો હાથ માત તાત. ૭
પ્રભુ પ્રેમલહરી રહે મારે અંગે,
સદા હું ઉમંગે ગાઉં ગાન. ૮

---

૧ સર્વ. ૨ જોડાયેલું.

૧૬૩

પાતકના પુંજ અતુલ અમાપ, ૧
થાય પરિતાપ મારા ચિત્તે.
પશુવૃત્તિયોનું પ્રબલ છે ભારે, ૨
પાડેછે વિસારે વિવેકને.
હાથ જોડીને હું કરૂં વિજ્ઞાપન, ૩
માગું ક્ષમાપન પાતકનું.
પુત્ર વાત્સલ્યતા તજે નહિ માત, ૪
યદ્યપિ સાક્ષાત જુવે વાંક.
રહે નિરંતર પ્રભુસહવાસ, ૫
નવ કરે વાસ કુવૃત્તિયો.
કૃપાશ્રય દૃષ્ટિ થાય જો તમારી, ૬
નાશપામે મારી દુર્વાસના.
શુભદિન એવો સત્વર બતાવો, ૭
દુષ્કર્મ હઠાવો સર્વ મારાં.
ત્યારે ધન્ય ભાગ્ય જાણું પ્રભુ મારૂં, ૮
પ્રભુ ન વિસારૂં ક્ષણ એક.

૧૬૪

પામર પતિત પાપ કલંકિત, ૧
કેમ થાય હિત નાથ મારૂં.
મારૂં નથી બલ પાપમુક્ત થવા, ૨
સમીપ આવવા નથી યોગ્ય.
તમ વિના કોને કરૂં વિજ્ઞાપન? ૩
માગુ ક્ષમાપન કો'ની પાસે ?
કેઇ યોગ્યતાથી આવું પ્રભુ પાસ? ૪
પામું બહુ ત્રાસ પાતકી હું.
આપો પ્રભુ મને ઘટે તેવી શિક્ષા,

કરશો પરીક્ષા કર્મતણી. ૫
શિક્ષા આપી મને કરશો પાવન,
મુક્તિનું સાધન દેશો દેવ. ૬
અનુચિત કર્મ નવ થાય ફરી,
કૃપા હોય હરિ જો તમારી. ૭
તમારી કૃપા છે અખંડ અપાર,
કરશો ઉદ્ધાર નાથ મારો. ૮

૧૬૫

ધિક્ક મારો જન્મ ધિક્ક મારાં કર્મ,
નહિ પ્રીછ્યો ધર્મ મારો કાંઇ. ૧
પાપ કર્મમાં હું થયો છું વિલિપ્ત,
તાપપરિતપ્ત છું સંતત ૨
અપવિત્ર દેહ અપવિત્ર ચિત્ત,
પુરો હું પતિત, ભાગ્યહીન. ૩
પ્રભુ નવ જોશો અંતરનો પટ,
ભરાયો છે ઘટ પાતકનો. ૪
સંમુખ આવીને મુખ શું દેખાડું?
વાણિ શું હું કાડું મુખ થકી? ૫
વિષય વિકારે કિધો મને અંધ,
કોણ કાપે બંધ તમ વિના? ૬
નથી દેખતો હું પ્રભુ એકે આરો,
કૃપા કરી તારો તો જ તરૂં. ૭
ક્ષમાજલધારા પ્રભુ વરસાવો,
મને દર્શાવો મુક્તિ માર્ગ. ૮

૧૬૬

કુત્સિત ક્રિયામાં રહે છે આસક્તિ,
પ્રભુ શુદ્ધ ભક્તિ થતી નથી. ૧

મલિન હૃદયે પ્રભુ ન પધારે, ૨
સેવા ન સ્વીકારે તેની કદી.
અવગુણ મારા જાણું છું હું સર્વ, ૩
અભિમાન ગર્વ શું હું કરૂં ?
વિષય વિકાર અતિશે પ્રબલ, ૪
જાય છે નિષ્ફલ યત્ન મારો.
કરૂણાકર કરો પાવન હૃદય, ૫
કરૂં પરાજય વિષયનો.
આવ્યો છું શરણે રાખીને ઉમંગ, ૬
તમારો હું સંગ છોડું નહિ.
નહિ મને નાથ છોડશો કદાપિ, ૭
અતિશય પાપી છું તથાપિ.
કરો તમે મારા ભાગ્યનો ઉદય, ૮
થાય સર્વ ક્ષય દુષ્ટ કર્મ.

૧૬૭

નિત્ય હું કરૂં છું મનમાં વિચાર, ૧
મારા અનાચાર સંભારૂં છું.
તમારા આગળ કરૂં શું ઉચ્ચાર? ૨
આવેછે ધિક્કાર મને ઘણો.
તમારા બલેથી થાઉં બલવાન, ૩
તમે ભગવાન બેલી મારા.
કેમ કરી થાઉં પ્રભુ હું પાવન, ૪
પાતક દહન થાય કેમ ?
અજ્ઞાનતિમિરે ગાને કિધો અંધ, ૫
થયો માર્ગ બંધ ઉન્નતિનો
જ્ઞાનશલાકાથી કરીને અંજન. ૬
પ્રસન્નવદન દરસાવો.

કૃપાવિના મારૂં અજ્ઞાન ન જાય,
નહિ શુદ્ધ થાય મન મારૂં.
શુદ્ધ કરો મારા સકલ સંકલ્પ,
ન થાય વિકલ્પ તેનો કદિ.

૧૬૮

મારૂં મન જાણે મારા અવગુણ,
બીજાને દૂષણ દેઉં શું હું?
તમારે વિશ્વાસે આવ્યો છું હું દ્વાર:
કરશો ઉદ્ધાર કૃપાગાર.
કૃપાસિંધુ નામ ધારણ કિધું છે,
બિરદ લિધું છે પાલનનું.
પાળીને કૃપાલ તમારૂ વચન.
કરશો પાવન મને નાથ.
પાતકી છું પૂરો નથિ અધિકાર,
કરૂં શું ઉચ્ચાર મુખથી હું?
બોલવું છે સે'લ ચાલવું કઠિણ,
વિષય આધીન થયો છું હું.
જાણિ ને તમારો દીન રંક દાસ,
કરો ન નિરાશ મને દેવ.
દેવ તમે સત્ય સર્વથી સમર્થ,
પુરશો મનોર્થ મારા સર્વ.

૧૬૯

મંદમતિ મૂઢ પામર હું પ્રાણી,
ઉચ્ચારૂં શું વાણિ મુખ થકી.
તમથી અજાણી નવ રહે વાત,
તમે છો સાક્ષાત અંતર્યામી.
બીજા મનુષ્યો જે તમારાં સંતાન,
બહુ ભાગ્યવાન બુદ્ધિમાન.

નિર્લજ નિકૃષ્ટ બાલક તમારો, ૪
તમે નહિ મારો કરો ત્યાગ.
કદિ થાય છોરૂં કછોરૂં તથાપિ, ૫
છોડે ન કદાપિ પિતા તેને.
જાણિ જોઇ થાય નિત્ય બહુ દોષ, ૬
તથાપિ ન રોષ કરો તમે.
દયાનિધિ તમે દયાથી નિભાવો, ૭
નહિ રઝળાવો બાલકને.
તમારે આધારે રહું વિશ્વનાથ, ૮
તમ વિના હાથ ધરે કોણ ?

૬૭૦

વિકારો કરે છે બહુ અંતરાય, ૧
સેવા નવ થાય સ્વામી તારી.
આરાધન વેળા મનના તરંગ, ૨
કરે સર્વ ભંગ ભક્તિભાવ.
વારંવાર આવે મલિન વિચાર, ૩
નવ સુઝે દ્વાર હવે તારૂં.
પ્રભુ તું જ જાણે મારી મનવૃત્તિ, ૪
ન પામે નિવૃત્તિ વિષયોથી.
તારી કરૂણાથી ચિત્તશુદ્ધિ થાય, ૫
દુષ્ટ વૃત્તિ જાય સર્વ મારી.
અહોનિશ તને પ્રભુ હું સંભારૂં, ૬
નવ હું વિસારૂં સેવા તારી.
તારી અર્ચનાથી રહે સમાધાન, ૭
મંગલ વિધાન સુઝે સદા.
નીચ વૃત્તિ કદિ ન થાય ઉત્પન્ન, ૮
રહે તું પ્રસન્ન ભગવંત.

૧૭૧

મારો અનુભવ જાણે મારૂં મન,
નહિ અન્ય જન જાણે તેને. ૧
કૃપા વિના મન દૃઢ નહિ થાય,
શ્રમ મારો જાય સર્વ વૃથા. ૨
પામર પ્રાણીને આપો ધર્મબલ,
કરશો સફલ યત્ન મારાં. ૩
પ્રેમસુધાધારા કદિ નવ ખૂટે,
નવ કદિ છૂટે સ્નેહભાવ. ૪
સ્નેહભાવ રાખું સર્વમાં સમાન,
પણ સર્વ ભાન જાઉં ભૂલી. ૫
ભૂલ ચૂક મારી થાય અગણિત,
તોયે ચાહો હિત તમે મારૂં. ૬
તમ વિના કોણ કરે એવી ક્ષમા?
તમે સત્ય ભૂમા છો મહાન. ૭
સુખ શાન્તિ સ્થાન કરૂણા નિધાન,
અખંડિત ધ્યાન રે' હૃદયે. ૮

૧૭૨

પાપભારવાહી પામર હું તુચ્છ,
નવ થાઉં સ્વચ્છ મારી મેળે. ૧
દયાજલ દ્વારા કરશો પાવન,
અન્ય હું સાધન જાણું નહિ. ૨
ક્યાંહાં લગી રે'શે આવી મારી સ્થિતિ?
થશે આત્મોન્નતિ મારી ક્યારે? ૩
મન છે ચંચલ માગું ધૈર્ય બલ,
કરૂં હું સફલ જન્મ મારો. ૪
તમે જો સહાય નહિ રહો નાથ

પડે મારા હાથ સર્વે હેઠા. ૫
શરણાગતની રાખો તમે લાજ,
સર્વ શુભ કાજ કરો સિદ્ધ. ૬
યાચક કિંકર દીન હું પામર,
તમે વિશ્વંભર પાળો મને. ૭
તમે પ્રભુ મારા જીવન આધાર,
ઉતારો સંસાર- સિંધુથકી. ૮

૧૭૩

મન છે ચંચલ અતિશે વિહ્વલ,
નવ ચાલે બલ મારૂં કાંઈ. ૧
વશ કરવાનો કરૂં છું પ્રયત્ન,
તથાપિ ન યત્ન થાય સિદ્ધ. ૨
વિષયવિકારો બાધે અહોરાત્ર,
નવ કિંચિન્માત્ર ચાલે મારૂં. ૩
દુષ્ટ વાસનાઓ રહે છે જાગ્રત,
સુકૃત સુવ્રત સૂઝે નહિં. ૪
કૃપાબલ વિના નિગ્રહ ન થાય,
માગું છું સહાય માતતાત. ૫
દુષ્ટ સંતતિને પિતા નવ ટાળે,
એમ રાખિ પાળે તેને નિત્ય. ૬
માટે પ્રભુ મને દૃઢ છે વિશ્વાસ,
રાખો મને પાસ જાણી દાસ. ૭
પામર કિંકર કરૂં છું યાચના,
ન પામું યાતના પરકાળે. ૮

૧૭૪

સર્વ વાતે મારે તમારો આધાર,
તમે સર્વ સાર છો અમારા. ૧

જેમ જેમ કરૂં મનમાં વિચાર,
તમારી અપાર દીસે દયા. ૨
કૃપાની લહરી સંતત વહે છે,
લાભ તેનો લે છે ભક્ત જન. ૩
અધમ અભાગી ભક્તિથી વિમુખ,
કયમ થાય સુખ દેવ મને ? ૪
જાણું તવ ભક્તિ તરવા ઉપાય,
પણ નવ થાય પુણ્ય કર્મ. ૫
ચંચલ છે મન નથી રે'તું દઢ,
લાગે અવઘડ નીતિ માર્ગ. ૬
વિષય વિલાસ લાગે મને મિષ્ટ,
પણ તેથી રિષ્ટ થાય સત્ય. ૭
શું કરૂં હું સ્વામિ ન દેખું હું આરો!
તમે જો ઉગારો તો ઉગરૂં. ૮

૧૭૫

તમારો વિરામ સાચો પ્રભુ મને,
કહું શુદ્ધ મને ફરી ફરી. ૧
વિસ્તાર શું કરૂં કિધાં છે કુકર્મ,
નથી કીધો ધર્મ જન્મ ધરી. ૨
પ્રભુ હું તમારો નિભાગ્યો નિભુ છું,
નિરાંતે રહું છું નામ સ્મરી. ૩
દાસ જાણી મને ધર્મપથ દાખો,
સદા દ્રષ્ટિ રાખો દયાભરી. ૪
તમે મુક્તિદાતા દયાગુણધારી,
શ્રદ્ધા છે તમારી ખરેખરી. ૫
ચરણે નમીને માગું માયબાપ,
સર્વ મારાં પાપ હરો હરિ. ૬

તમારી કૃપાની છાયામાં જે રહ્યા,
જન તેજ ગયા વિશ્વ તરી. ૭
સદૈવ તમારા માનું અનુગ્રહો,
કર મારો ગ્રહો કૃપા કરી. ૮

૧૭૬

પાપી મન મારૂં બહુ ગભરાય,
ભયભીત થાય ક્ષણેક્ષણે. ૧
છુટકારો થવા માર્ગ નવ સૂઝે,
મારૂં મન ધ્રૂજે ભયથકી. ૨
હિતાહિત મારૂં નહિ મેં વિચાર્યું,
કીધું મન ધાર્યું અનુચિત. ૩
અપરાધી પાપી ઊભો છું સન્મુખ,
સુખ કિંવા દુઃખ દો દયાલ. ૪
તારો કે ડુબાવો જેમ યોગ્ય ધારો,
આશ્રય તમારો ધર્યો છે મે. ૫
દયાપાત્ર જાણી કરો ક્ષમા પાપ,
થાય પરિતાપ બહુ મને. ૬
પ્રભુ તમને હું કહું શું વિશેષ ?
જાણો તમે લેશ- માત્ર સર્વ. ૭
પ્રાયશ્ચિત્ત લેવા પ્રભુ દ્યો સામર્થ્ય,
તે વિના ન અર્થ થાય સિદ્ધ. ૮

૧૭૭

સંસાર સુખમાં મોહે મન મારૂં,
ન રહે તમારૂં ધ્યાન મને. ૧
યોગ્ય નથી તોય ભરૂંસો છે ભારે,
તમારો અમારે માયબાપ. ૨
તારો મને તારો પ્રભુ મને તારો,

તમે ન વિચારો કૃતિ મારી. ૩
સર્વ વેળા મને રહો છો સહાય,
પાડ શું વળાય અમારાથી. ૪
બાલકને માતા કદિ ન દે છોડી,
દુઃખ વેળા દોડી આવે પાસે. ૫
એજ સંબંધથી પ્રભુ મને પાળો,
નહિ કદિ ટાળો બાલકને. ૬
બાલકની વૃત્તિ જાણી લે છે માત,
તેમ તમે વાત જાણો મારી. ૭
કહું શું વિશેષ જાણો છો અશેષ,
નહિ લવલેશ રે'છે છાનું. ૮

૧૭૯

ઇંદ્રિયઆધીન થયું મારૂં મન,
નહિ કૃપા વીણ થાય વશ. ૧
વિકારોના બળે સુમાર્ગ ભુલાય,
મન મારૂં થાય ભ્રાન્તિમય. ૨
કૃપા વિના નાથ મુકિત કેમ પામું ?
જુવો મારા સામું મહારાજ. ૩
અજ્ઞાન તિમિર થાય સર્વ નાશ,
કરશો પ્રકાશ જ્ઞાન દીપ. ૪
જ્ઞાન દ્વારા થાય તમારૂં દર્શન,
કદિ ન પતન થાય મારૂં ૫
તમારૂં કે'વાય કૃપા સિંધુ નામ,
પુરો મન કામ રૂડા મારા. ૬
તુચ્છ વિષયથી વૃત્તિ પાછી વળે,
કદિ નવ ચળે ભકિતથકી. ૭

એવી શુદ્ધ વૃત્તિ મારી થાય જ્યારે, ૯
પોચી શકું ત્યારે મુક્તિ દ્વારે.

૧૭૯

આકુલ વ્યાકુલ થાય મારૂં મન, ૧
નવ મળે ક્ષણ શાન્ત મને.
ભવ પંથ દીસે અતિશે દુષ્કર, ૨
તમે સાહો કર કૃપાઘન.
કર સાહી મારો બતાવો સુપંથ, ૩
તમે ધર્મગ્રંથ છો અમારા.
અંતર્યામિ તમે પ્રેરક પવિત્ર, ૪
તમે સત્ય મિત્ર સુહૃદ છો.
સંસારી મિત્રોથી નવ કાંઇ વળે, ૫
દુઃખ નવ ટળે ત્રિવિધિનાં.
તમારૂં ભજન તમારૂં કીર્તન, ૬
સત્ય એ સાધન છે મુક્તિનું.
એજ છે યજન એજ છે સ્વાધ્યાય, ૭
તરવા ઉપાય એ છે સત્ય.
શુદ્ધ સંકલ્પથી આવું છું સમીપ, ૮
મારો જ્ઞાન દીપ કરો દીસ.

૧૮૦

ચિત્તના ચેતન જીવના જીવન, ૧
પરમ પાવન પરબ્રહ્મ.
બ્રહ્મ પરાયણ રહો મારી વૃત્તિ, ૨
પાપથી નિવૃત્તિ પામે પૂરી.
ચંચલ છે મન નિગ્રહ કઠિણ, ૩
થાય સંયમન અભ્યાસથી,
વિષયથી પામે મન પરાવૃત્ત,

આંસુ લોહી નાંખે સૂદ હસ્તે. ૫
એવી સ્થિતિ મારી જોઇને તું માત,
મુક તારો હાથ મારે સાથે. ૬
માત તાત તારે આશ્રય રહું છું;
તાત્પર્ય કહું છું તને મારૂં. ૭
દયાપાત્ર જાણી દાષને શમાવો,
પ્રેમથી નિભાવો બાલકને. ૮

૧૮૪

દુરિત કૃતિયો અતિશય કીધી,
નહિ લક્ષ લીધી ધર્મ શિક્ષા. ૧
કરૂં છું સદા હું નિષિદ્ધાચરણ,
શુદ્ધાંન્તઃકરણ કેમ થાય ? ૨
નથી મારે રહ્યો બોલવાને બોલ,
કરો પ્રભુ તોલ ઘટે તેમ. ૩
હંઉ દેઇ મને કરશો પાવન,
નામ દયાધન ધારો તમે. ૪
નામનું મહાત્મ્ય રાખી જગદીશ,
આપશો આશીષ બાલકને. ૫
માય બાપ મૂકી બાલક ક્યાં જાય ?
દુઃખ વેલા ધાય તેની પાસે. ૬
દુર્બળ દુઃખિત પામર હું રંક,
લાગ્યો છે કલંક કિલ્વિષનો. ૭
કરૂણા જલથી તમે કૃપાધન,
કરશો માર્જન પાપ કર્મ. ૮

૧૮૫

તમે સર્વ સાક્ષી સર્વથી વરીષ્ઠ,
હરશો અરિષ્ઠ સર્વ મારાં. ૧

કૃતઘ્ન થયો છું   તથાપિ કૃપાલ,   ૨
આપો સર્વ કાલ   સહાયતા.
પ્રભુ ઉપકાર   કદી નવ જાય,   ૩
પડું છું હું પાય   ફરી ફરી.
દોષ વિચારતાં   કાયા મારી કંપે,   ૪
મન નવ જંપે   મારૂં પ્રભુ.
તમારા બિરૂદનું   ધરિ અભિમાન,   ૫
દેશો કૃપાદાન   દેવ મને.
સંસારનો માર્ગ   બહુ છે વિકટ,
દુર્ગમ દુસ્તર   લાગે ઘણો.
તમારી કૃપાનું   મળે જ્યારે બલ,   ૭
થાય તે સરલ   માર્ગ સર્વ.
વરદાયી હસ્ત   મૂકી મારે શીષ,   ૮
અભય આશીષ   આપો ઈશ.

૧૯૬

કૃપામય મારા   બોલો માત્ર તમે,   ૧
કરો જેમ ગમે   તેમ દેવ.
સંસારનો પંથ   બહુ છે દુર્ગમ,   ૨
થાય તે સુગમ   કૃપાથકી.
મારી નિર્બલતા   જાણો તમે સર્વ,   ૩
મિથ્યા મારો ગર્વ   ચાલે કેમ ?
વિકારનું સૈન્ય   મહા બલવાન,   ૪
ભુલાવે છે ભાન   વિવેકનું.
આપો જો કૃપાથી   નિગ્રહનું શસ્ત્ર,   ૫
હણાવું સહસ્ત્ર   સૈન્ય તનું.
તમારા પ્રસાદે   પામું હું વિજય,

થાય સર્વ લય હું વિકાર. ૬
એવું ક્યાંથી હોય મહા ભાગ્ય મારૂં,
સહાય તમારૂં મળે સદા ? ૭
નિત્ય કાલાવાલા કરૂં કરગરી,
તમે હરો હરિ વિઘ્ન સર્વ. ૮

૧૮૭

નિર્બલ અશક્ત પામર છું પ્રાણી,
વદું શું હું વાણી મુખથકી. ૧
દ્વારે ચઢવાને નાથ નથી યોગ્ય,
વર્તન અયોગ્ય છે અસંખ્ય. ૨
દયામય તારો સહસ્રાપરાધી,
નહિ એ તો સાધી ભક્તિ તારી. ૩
દોષ સંભારતાં થાઉં લજવાન,
સર્વ ભગવાન જાણો તમે. ૪
આયુષ્યની નૌકા ખાય ગોથાં ભારે,
વિકાર સાગરે વારે વારે. ૫
તેને બુડવાને હવે નથી વાર,
કૃપાનો આધાર માત્ર એક. ૬
ધાઓ પ્રભુ ધાઓ કૃપા કરી ધાઓ,
હાથ મારો સાહો સ્વામિ હવે. ૭
તારવા સમર્થ તમે માત તાત,
કરો નહિ ઘાત મારો તમે. ૮

૧૮૮

કોણ પ્રભુ મારૂં નિવારે સંકટ?
રસ્તો છે વિકટ આ વિશ્વનો. ૧
નામ છે તમારૂં કરૂણા નિધાન,
થાઓ આગેવાન તમે મારા. ૨

દીન જનના છો તમે પ્રતિપાલ,
જુવોછો વિશાલ દૃષ્ટિથકી. ૩
મારા ચિત્તને છે તમારો વિસામો,
આવિ પ્રભુ સામો ઊભો છું હું. ૪
તમે કરશો જો આશા મારી ભંગ,
નહિ કોઇ સંગ કરે મારો. ૫
હવે તો ઘટે છે તમને કૃપાલ,
નિભાવશો બાલ કંગાલને. ૬
કૃપાની છાયામાં રાખો મહારાજ,
મારી સર્વ લાજ છે તમને. ૭
અવશેષ કાલ નવ કાઢું વ્યર્થ,
સાધું પરમાર્થ સાધન હું. ૮

૧૯૯

દેવ મારી બુદ્ધિ અતિ જડ મંદ,
ન મળે આનંદ સાચો મને. ૧
દુષ્ટ વાસનાઓ બહુ મને નડે,
નવ મને જડે માર્ગ સીધો. ૨
સંસારનાં સુખ દુઃખથી મિશ્રિત,
નવ થાય હિત અન્તે તેથી. ૩
મૂઢ મતિ મારી વિષયથી લિપ્ત,
પ્રભુ તે પ્રદીપ્ત થશે ક્યારે? ૪
ઈષણાઓ મારી થાય જ્યારે મંદ,
પરમ આનંદ મળે ત્યારે. ૫
પ્રભુ કૃપાધારા વહે અવિરત,
ગ્રહે સદોદિત સાધુ જન. ૬
તમાંથી મળે જો બિંદુ માત્ર એક,
વધશે વિવેક બલ મારૂં. ૭

વિવેક વિચારે આણે સત્ય જ્ઞાન,
ધર્મઅનુષ્ઠાન કરૂં સદા. ૯

૯૯૦

નિષ્ઠુર નિર્લજ્જ બહુ હું નફટ,
રાખી ન ચીવટ કાંઇ મારી. ૧
અપલક્ષણોનો કરૂં છું વિચાર,
ન સૂઝે નિસ્તાર માર્ગ કોઇ. ૨
ભરૂંસો છે માત્ર તમારી કૃપાનો,
માનો કે ન માનો હું તમારો. ૩
તમારો પલ્લવ નહિં છોડું નાથ,
પ્રભુ મુકો હાથ મારે શીરે. ૪
બાંહ્ય ધરવાની તમને છે લાજ,
જાઉં મહારાજ કોની પાસે? ૫
તમે એક માત્ર તારક છો સત્ય,
તમારો અપત્ય જાણી તારો. ૬
સહુ કુટુંબી છે સ્વાર્થિતણાં સગાં,
રહેશે અળગાં અંતકાલે. ૭
અંતકાલે તમે રે'શો જો સહાય,
નહિ કષ્ટ થાય યાતનાનું. ૮

૯૯૧

પ્રભુ પ્રાણપતિ સુણી આ વિનંતિ,
કરો મારી મતિ પરિશુદ્ધ. ૧
લોકહિતકારી કાર્ય નથી થતું,
ભમે રઝળતું મન મારૂં. ૨
મુક્તિમાર્ગ દીસે મને અવઘડ,
મન મારૂં દઢ રે'તું નથી. ૩
માત પિતા વિના કોને જઇ કહું ?

શરણ હું ગ્રહું અન્ય કોનું ? ૪
વિપરીત માર્ગે બહુ હું ગયો છું,
પ્રભુ હું થયો છું શિક્ષાપાત્ર. ૫
પુત્રવાત્સલ્યથી ગ્રહિ કર મારો,
પાપથી ઉદ્ધારો દેવ મને. ૬
કહું શું વધારે પ્રભુ વારે વારે?
કોણ મને તારે તમ વિના? ૭
કાલાવાલા મારા કરો અંગીકાર,
યાચું આવી દ્વાર તમારે હું. ૮

૧૯૨

સન્નિધ તમારે આવી હ્યામય,
જોડી કરદ્વય વંદું દેવ. ૧
અતિ અપરાધી પતિત હું પાપી,
તમે છો તથાપિ ક્ષમાવાન. ૨
તમે શાન્તિદાતા વિશ્વના વિધાતા,
સર્વ ભયત્રાતા સત્ય તમે. ૩
કરશો કલ્યાણ કરૂણાનિધાન,
આપો મને જ્ઞાન શુદ્ધ તમે. ૪
તમારી શિક્ષાનાં વચન હું પાળું,
શુભ પથે ચાલું સર્વ કાળ. ૫
અખંડિત ભક્તિ કરૂં હું તમારી,
સુણો પ્રભુ મારી વિનંતિને. ૬
અલ્પ મતિથી હું કરૂં અતિ દોષ,
કદી નવ રોષ રાખો તમે. ૭
પતીજ તમારી ધરિને રહું છું,
તમને કહું છું ખરૂં સર્વ. ૮

૧૯૩

તમારૂં હાતૃત્વ તોળ્યું ન તોળાય,
બોલ ન બોલાય મુખથકી. ૧
પરમ દૈવત જીવંત જાગૃત,
વહે છે સતત કૃપામૃત. ૨
તેનો લેશ માત્ર અને પ્રાપ્ત થાય,
પાતક ધોવાય મારાં સર્વ. ૩
રહિ સાવધાન ન કરૂં કુકર્મ,
પાળું નિજ ધર્મ ઉત્સાહથી. ૪
પ્રભુ મને આપો સત્ય ધર્મ શૌર્ય,
પરાક્રમ ધૈર્ય વીર્ય મને. ૫
બોલાવો તે વેળા થાઉં હું તત્પર,
નવ પામું ડર મૃત્યુથકી. ૬
પરલોકે જ્યારે કરૂં હું નિવાસ,
રહે સહવાસ સદા તારો. ૭
તારે સહવાસે જાય સર્વ ભય,
પામું હું અક્ષય પુણ્ય પદ. ૮

૧૯૪

પ્રેમથી તમારૂં જપિ શુભ નામ,
સહસ્ર પ્રણામ કરૂં દેવ. ૧
અપરાધ દોષો થાય પ્રભુ બહુ,
તમને શું કહું વિસ્તારથી. ૨
ક્ષમા માગવાને નથી થયો યોગ્ય,
જાણીને અયોગ્ય કીધાં કર્મ. ૩
સન્મુખ આવવા ધ્રુજે મારાં ગાત્ર,
તમારોજ માત્ર છે વિશ્વાસ. ૪
માતા નવ કરે બાળની ઉપેક્ષા-

કેમ પામું સુખ પરલોકે. ૩

પુત્રભાવ રાખી કરો અનુગ્રહો,

હર મારો ગ્રહો નાથ તમે. ૪

પ્રભુ વિના ભવથી કોણ મને તારે,

ચડો મારી વારે વિશ્વાધીશ. ૫

આપો તમે જ્ઞાન આપો તમે પ્રેમ.

આપો તમે ક્ષેમ દેવ મને. ૬

પિતૃસ્નેહભાવે પ્રભુ મને પાળો,

દુઃખ સર્વ ટાળો દયામય. ૭

તમે આ સ્તવન હૃદયમાં ધારો,

પ્રભુ ક્ષમા કરો અપરાધ. ૮

કેમ પામું સુખ પરલોકે. ૩
પુત્રભાવ રાખી કરો અનુગ્રહો,
કર મારો ગ્રહો નાથ તમે. ૪
પ્રભુ વિના ભવથી કોણ મને તારે,
અડો મારી વારે વિશ્વાધીશ. ૫
આપો તમે જ્ઞાન આપો તમે પ્રેમ.
આપો તમે ક્ષેમ હવ મને. ૬
પિતૃસ્નેહભાવે પ્રભુ મને પાળો,
દુઃખ સર્વ ટાળો દયામય. ૭
તમે આ સ્તવન હૃદયમાં ધારો,
પ્રભુ ક્ષમા કરો અપરાધ. ૮

૨૦૩

પ્રભુ છે તમારો પરમ પ્રતાપ,
માગું માય બાપ પાપ ક્ષમા. ૧
કિધાં અગણિત અતિશય પાપ,
માગું માય બાપ પાપ ક્ષમા. ૨
દોષચિંતનથી થાય પરિતાપ,
માગું માય બાપ પાપ ક્ષમા. ૩
મનમાં કરૂં છું ખરો અનુતાપ,
માગું માય બાપ પાપ ક્ષમા. ૪
શ્રવણ કરો આ રૂદન વિલાપ,
માગું માય બાપ પાપ ક્ષમા. ૫

૨૦૪

ભોગવવાં સર્વ સારાં ખોટાં કૃત્ય,
નિયમ એ સત્ય છે પ્રભુનો. ૧
લોભ એજ મોટો સર્વથી ઉત્તમ,